# પાથેય



(પ્રવચનોમાંથી વીણેલી કેટલીક ચિંતન-કણિકાઓ)

પ્રવચનકાર

આચાર્ય શ્રી પદ્મસાગરસૂરિ



પ્રકાશક

પ્રકાશચંદ્ર વિજાપુરવાલા

જયંતિલાલ પાટણવાલા

પ્રકાશક

પ્રકાશચંદ્ર વિજાપુરવાલા
જયંતિલાલ પાટણવાલા

વીરનિર્વાણ સંવત ૨૫૦૨
માગસર વદ ૩, વિ. સં. ૨૦૩૩ : ૯ ડીસેમ્બર, ૧૯૭૬



પ્રાપ્તિસ્થાન

**જયંતિલાલ એમ. શાહ**
૮૭, વાલકેશ્વર રોડ, મુંબઈ-૬.

**શાહ અમૃતલાલ હિરાલાલ**
A 1/2, શ્રાવકનગર ફ્લેટ, અલકાપુરી સોસાયટી,
ઉસ્માનપુરા, આશ્રમ રોડ, **અમદાવાદ-૧૩.**
ફોન નં ૪૭૩૧૩

મુદ્રક
કેનીમેક પ્રિન્ટર્સ
૧૪૫૮, મામુનાયકની પોળ, સાચોરાની ખડકી, **અમદાવાદ.**





# સમર્પણ

પરમોપકારી કલિકાલના પરમ સાધક

ચારિત્ર મૂર્તિ આચાર્ય દેવશ્રી

કૈલાસસાગર સૂરીશ્વરજી

મહારાજ સાહેબના

કરકમલમા

સાદર સમર્પણ

પ્રકાશભાઈ – વિજાપુરવાળા

જયંતિભાઈ – પાટણવાળા

# સંકલન આસ્વાદ

પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય ગુરૂદેવ પંન્યાસજી શ્રી પદ્મસાગરજી મહારાજનો ચિરસ્મરણીય સંપર્ક મુંબઈમાં સધાયો. તેમનાં રસ ઝરતાં, તત્ત્વ ને સત્ત્વનો સમાવેશ કરતાં, પુષ્પ સમાન કોમળ, ને સૌરભયુક્ત હિંદી વાણીમાં વ્યાખ્યાનો સાંભળવા એક અનેરો અનન્ય લ્હાવો છે. તે વ્યાખ્યાનોમાંથી ચૂંટાયેલ વિચારો "ચિંતનની કેડી"માં પથરાયા, પરંતુ તે કેડીએ જનારની આધ્યાત્મિક ભૂખ સંતોષવા આ "પાથેય" પ્રકાશિત થાય છે. તેનો આસ્વાદ લેવાનો અમૂલ્ય લ્હાવો મને મળવા બદલ પૂજ્યશ્રીનો હાર્દિક આભાર માનું છું. મુંબઈમાં હિંદીમાં અપાયેલાં વ્યાખ્યાનો ગુજરાતીમાં ટાઈપ થયેલા. તેમાંથી યત્કિંચિત્ વાનગી પસંદ કરી "પાથેય"માં સંગ્રહિત કરી છે. તેઓશ્રીનાં વ્યાખ્યાનો એટલે મંત્રમુગ્ધ કરે તેવી વાંસળીનું મીઠું મધુરૂ સંગીત. તે સાંભળતા કલાક તે મિનિટ બની જાય છે. તેમાંથી નાની મોટી વાનગી લેવાની ને સંકલન કરવાની અમીકૃપા પ્રાપ્ત કરવા સદ્ભાગી બન્યો તે બદલ પૂજ્યશ્રી ગુરૂદેવનો તથા પ્રકાશકનો અત્યંત ઋણી છું. આ સંકલન કરતાં જે કાંઇ ત્રુટી રહી ગઈ હોય તે બદલ પૂજ્યશ્રીની ઉદાર ક્ષમા યાચી વિરમું છું.

૧૬, શત્રુંજય સોસાયટી,
પાલડી.
અમદાવાદ ૩૮૦ ००૭.
૩–૧૨–૭૬

વિનય
**લાલચંદ કે. શાહ**

# નિવેદન

પરમ પૂજ્ય, પ્રાતઃસ્મરણીય, શાંતમૂર્તિ આચાર્ય ભગવંત શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબના પ્રશિષ્ય અને પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી કલ્યાણસાગરસૂરિજી મહારાજશ્રીના વિદ્વાન શિષ્યરત્ન પરમપૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી પદ્મસાગરજી ગણિવરની લોકચાહના ઉત્તરોત્તર વધી રહી છે એમાં, જેમ એમના નમ્ર, વિવેકી અને ધર્મસ્નેહ વરસાવતા સ્વભાવનો ફાળો છે, તેમ એમની ખંડન-મંડનથી મુક્ત અને સર્વગ્રાહી પ્રવચનશક્તિનો પણ ઘણો મોટો ફાળો છે, અને તેથી એમના શ્રોતાવર્ગમાં વધારો જ થતો જાય છે અને સામાન્ય જનસમાજથી લઈને જુદા જુદા ધર્મના ભાઈઓ-બહેનોનો, વિદ્વાનોનો, રાજકારણી પુરુષોનો તેમજ નવયુવાન વર્ગનો પણ એમાં સમાવેશ થાય છે એને લીધે અનેક આત્માઓ ધર્મનો બોધ પામી જાય છે

પંન્યાસજી મહારાજની આવી આત્મભાવને જગાડે એવી વાણીનો લાભ શ્રોતા વર્ગ ઉપરાંત દૂર દૂર રહેનાં ધર્મતત્ત્વના જિજ્ઞાસુઓ સુધી પહોંચતો કરવાનો ઉપાય એમનાં પ્રવચનોમાંથી પસંદ કરેલ કેટલાક ભાગોને પુસ્તકરૂપે પ્રગટ કરવા એ જ છે આ વિચારનો યત્કિંચિત્ અમલ કરવાની ભાવનાથી પ્રેરાઈને કેટલાક વખત પહેલાં એમનાં પ્રવચનોના આધારે "ચિંતનની કેડી" નામે પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે, જે સારો આદર પામ્યું હતું

તત્ત્વજિજ્ઞાસુઓની જિજ્ઞાસાને પ્રોત્સાહન મળે એ દૃષ્ટિએ તેઓશ્રીનાં પ્રવચનોના આધારે તૈયાર કરેલ બીજું પુસ્તક "પાથેય" નામથી પ્રકાશિત કરતાં અમને આનંદ થાય છે

આ પુસ્તકનું સુંદર છાપકામ બહુ ટૂંક સમયમાં કરી આપ્યું છે, તે બદલ અમે ફેનીમેક પ્રિન્ટર્સના સંચાલકોનો આભાર માનીએ છીએ. તેમજ ટાઈટલ ડીઝાઈન બ્લોક વગેરે ટૂંકા સમયમાં કરી આપવા બદલ આ તકે અમો ગ્રાફિક સ્ટુડિયોના સંચાલકનો આભાર માનીએ છીએ.

"પાથેય"નું પહેલેથી છેલ્લે સુધી વ્યવસ્થિત સંકલન કરવા માટે તેમજ પ્રુફ રીડીંગ કરવા માટે શ્રી લાલચંદ ખેતસીભાઈ શાહ (બી. એ. (ઑનર્સ), બી. ટી., એસ. ટી. સી.)નો હાર્દિક આભાર માનીએ છીએ.

આ પુસ્તક પ્રગટ કરવાનો અમને અવસર મળ્યો તેથી નાનું સરખું ધર્મકર્તવ્ય બજાવ્યાનો અમે સંતોષ અનુભવીએ છીએ. આશા છે કે આ પુસ્તક પણ "ચિંતનની કેડી"ની જેમ ઉપયોગી નીવડશે.

આ પ્રકાશનમા કદાચ કાઈ સ્ખલના રહી ગઈ હોય, તથા વીતરાગ પરમાત્માની આજ્ઞા વિરુદ્ધ કાઈ પણ લખાયેલ હોય તો તે બદલ અમો 'મિચ્છામિ દુક્કડ' અર્પી શ્રીસંઘની તથા સુજ્ઞ વાંચકોની હાર્દિક ક્ષમા યાચીએ છીએ.

પ્રકાશભાઈ વિજાપુરવાલા
જયંતીભાઈ પાટણવાલા

# વીણેલા મોતી

વાણી અને વર્તનનુ ઊગમ-સ્થાન છે વિચાર

જેવા વિચાર એવી જ વાણી અને એવુ જ વર્તન

નઠારા વિચાર નઠારા વાણી-વર્તનને જ મ આપે સારા વિચાર સારી વાણી અને સારા વર્તનરૂપે પ્રગટ થાય

જેવુ બીજ એવુ જ ફળ, એવી જ સાની સમજની આ વાત છે એટલે વિચારની કેળવણી એ ખરી રીતે જીવનની કેળવણી જ બની રહે છે

ચિત્તને રઝળતુ મૂકીએ અને જીવન વ્યવસ્થિત અને ઉન્નત બને એ તો આકાશકુસુમની જેમ, ન બનવા જેવી વાત છે એટલા માટે તો બધા ધર્મોએ મનની માવજત ઉપર જ ઘણો ભાર આપ્યો છે મન સુધર્યું એનુ જીવન સુધર્યું મન બગડયુ એનો જન્મારો બગડ્યો

વળી, વિચાર એ જેમ ચિત્તનો ખોરાક છે, તેમ વિચાર એ ચિત્તની નીપજ પણ છે એટલે જ ચિત્ત જેવા સારા-ખોટા વિચારોને જન્મ આપે એ પ્રમાણે જ માનવીને નાચતા રહેવુ પડે છે જાણે એ ચિત્તનો દાસ જ ન હોય!

ચિત્ત તરફની આવી પરાધીનતાનો અ ત લાવવાનો એક માત્ર ઉપાય ધર્મપુરુષાર્થના બળે એના ઉપર નિયત્રણ મૂકીને એને પોતાના કાબૂમા લઈ લવુ એ જ છે જે ચિત્ત ઉપર વિજય મેળવે છે એને માટે આત્મવિજયનો સર્વમ ગલકારી માર્ગ મોકળો થઈ જાય છે

ચિત્તને કાબૂમા લાવવાના મુખ્ય ઉપાયો છે પવિત્ર ધર્મવાણીનુ શ્રવણ, ધર્મગ્રથો અને ઉત્તમ કોટિના પુસ્તકોનુ મનનપૂર્વક વાચન

અને સત્પુરુષોનો સમાગમ. જીવનને સુધારવાની આ અદ્ભુત જડી-બુટ્ટી છે; અને જેઓને એ પ્રાપ્ત થાય છે, તે ભાગ્યશાળી છે.

આ નાનુ સરખુ પુસ્તક 'પાથેય' આવી જ જીવનના ઘડતરમાં ઉપયોગી બની રહે એવી જડીબુટ્ટીની સુંદર ભેટ લઈને આવે છે એ જોઈને આનંદ થાય છે.

હતાશ–નિરાશ બનેલ માનવીના અંતરમાં આશાનો પ્રકાશ ફેલાવે ખોટે રસ્તે વળી ગયેલાને સાચો માર્ગ ચીંધે અને માનવતાના કે ધર્મના મહત્ત્વને વીસરી ગયેલાને એનો મહિમા સમજાવીને પોતાના જીવનને ઉજાળવા પ્રેરે એવી કેટલીક ઉપયોગી અને ઉપકારક વિચાર સામગ્રી જિજ્ઞાસુને આમાંથી મળી રહેશે એમા શક નથી.

તત્ત્વનું નિરૂપણ કરતી અને સ્વત્વનું ભાન કરાવતી આવી ચિંતન–સામગ્રી સરળ–સુગમ અને મીઠી–મધુર ભાષા, તથા રોચક અને આકર્ષક શૈલીમા રજૂ થયેલી હોવાથી ઓછુ ભણેલાં બાળકો, બહેનો, પ્રૌઢો અને વૃદ્ધો સુદ્ધાં એનો સમાન રસ અને ઉલ્લાસથી લાભ લઈ શકશે અને જીવન સુધારણાની કંઈક ને કંઈક પણ પ્રેરણા મેળવી શકશે અને તેથી આ "પાથેય" કીમતી જીવન પાથેય બને રહેશે, એમ કહેવુ જોઈએ

જીવનયાત્રામાં અવારનવાર ઉપયોગી થઈ શકે એવા આ "પાથેય" ના સર્જક છે પૂજ્ય પંન્યાસજી મહારાજશ્રી પદ્મસાગરજી ગણી લોક-કલ્યાણની પરગજુ વૃત્તિ અને વાત્સલ્યપૂર્વક સમગ્ર માનવસમાજને આવકારવાની ઉદાર દૃષ્ટિ ધરાવતા આ મુનિવર ઉપર માતા સરસ્વતી વાણીના વરદાનરૂપે કેટલા પ્રસન્ન છે અને એમણે વાણી ઉપર કેવું આહ્લાદકારી પ્રભુત્વ મેળવ્યુ છે, એનો કંઈ અણસાર આ પુસ્તક ઉપરથી પણ મળી રહે છે. એકાગ્રતા, શાંતિ અને સ્વસ્થતાપૂર્વક, નદીના નિર્મળ પ્રવાહની જેમ, અખંડ ધારાએ વહેતું એમનું પ્રવચન

બધું શ્રોતાઓને વશ કરી લે છે અને સાથે સાથે એમના સ્વભાવની ઉદારતાનો પણ અનુભવ કરાવે છે

આ પુસ્તકમા તો, વીણેલાં મોતીની જેમ, એમના પ્રવચનોમાના થોડાક વિચાર-મૌક્તિકો જ સઘરાયા છે, એટલે એ પન્યાસ પ્રવર શ્રી પદ્મસાગરજી મહારાજના અધ્યયન, ચિતન અને વાણીના વૈભવનો યથાર્થ કે પૂરો ખ્યાન ભાગ્યે જ આપી શકે છે, એ માટે તો કોઈ પણ વિષયનુ નિરૂપણ કરતુ એમનુ આખેઆખુ પ્રવચન જ સુસપાદિત રૂપમા છપાવવુ જોઈએ અને એમના આ આતરિક વૈભવનો પૂરેપૂરો ખ્યાલ મેળવવો હોય તથા એનો મન ભરીને આસ્વાદ લેવો હોય તો તો તેઓ જેવી હૃદયગમ અને અતિસુગમ હિદી ભાષામા પ્રવચનો આપે છે એ ભાષામા જ એ સગ્રહાવા અને મુદ્રિત થવા જોઈએ કેવી કર્ણમધુર છે એમની હિદી ભાષા અને કેવી કામણગારી છે એમની રજૂઆત! ઇચ્છીએ કે હવે પછી એમના પ્રવચનોને આ રીતે રજૂ કરવાનો પણ પ્રયત્ન થાય

આ પહેલા તેઓના પ્રવચનોનો રસથાળ પીરસતુ આવુ જ એક પુસ્તક સવા વર્ષ પહેલા 'ચિતનની કેડી' નામે પ્રગટ થયુ છે, એટલે આ એમનુ બીજુ પુસ્તક છે એમની વાણીના શ્રવણની જેમ એમના આ પુસ્તકનુ વાચન પણ ગમ્મત સાથે જ્ઞાન અને પ્રેરણા આપનારુ બની રહેશે એવી ઉમેદ છે અને તેથી એને આવકાર આપતા આનદ થાય છે

૧૨ અમૂલ સોસાયટી<br>અમદાવાદ-૭<br>તા ૨૮-૧૧-૧૯૭૧ — રતિલાલ દીપચદ દેસાઈ

# "પાથેય"ની વિવિધ વાનગી



# ૧ ✲ આત્મસંશોધન

આત્મસંશોધનથી આત્માનો વિકાસ થાય છે આ જગતમાં પોતાની જાતને ખરાબ હોવા છતાં સારી માનનારા ઘણા છે, પણ પોતાની જાત સારી હોવા છતાં ખરાબ માનનાર થોડા જ મહાન માણસો છે

જીવનમાં આત્મસંશોધન જરૂરી છે આપણે મનુષ્ય હોવા છતાં આપણી વૃત્તિઓ શ્વાન જેવી છે શ્વાનને જે રોટલો આપે છે, તેના પગ ચાટે છે, અને ન આપે તેની સામે ભસવા જાય છે તેવી બીજાના દુર્ગુણો જોવા કરતાં તેના સદ્‌ગુણો જ જોવા તે પ્રમાણે આપણે ચંચળ સ્વભાવને સ્થિર કરી, પોતાના દુર્ગુણોને શોધી તેને દૂર કરવાનો પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ

માણસે ઘડિયાળના કાંટાની માફક સ્થિરતાથી ધીમે ધીમે કામ કરવાનું છે, પરંતુ જે કરવાનું કામ છે, તે આપણે ભૂલી જઈએ છીએ ને ન કરવાના ખોટા વિચાર

મન સામે આવીને ઊભા રહે છે. માટે પહેલાં મનને કેળવવાની–સ્થિર કરવાની જરૂર છે.

ઘડપણમાં થતું આત્મસંશોધન મીઠી કેરી સમાન છે. ઘડપણમાં ખૂબ જ ભાવથી, ભક્તિથી, પ્રસન્નતાથી, ઉલ્લાસથી, આનંદથી પ્રભુનું દર્શન, પૂજન, સ્મરણ, કીર્તન કરવાનું છે. યુવાનીમાં સુંદર વાચન ને સારૂં શિક્ષણ, સારૂં શ્રવણ પ્રાપ્ત થયેલ હોય તો ઘડપણમાં ઉચ્ચ રીતે જીવન જીવી શકાય છે. વીણાને બેસુર રીતે વગાડવામાં આવે તો તે આપણને સાંભળવું ગમતું નથી. પણ જો સંવાદિતાથી વગાડવામાં આવે તો તેમાંથી મધુર સુર નીકળે છે.

મનને સંવાદિત કરવાથી ઘડપણમાં પણ આપણું મગજ નિયમિત રીતે કામ કરી શકે છે.

સંવાદ, શાંતિ, અને સ્થિરતાને જીવનમાં લાવીને સર્વ સાથે સ્વ આત્માની સેવા કરવાથી આત્માનો ઉદ્ધાર કરવાનો છે.



દુઃખીમાં દુઃખી ક્રોધી છે, અને સુખીમાં સુખી મૈત્રી–પ્રેમી જ છે. ક્રોધી તરફ કરુણા લાવવાની છે.



## ૨ માનવ

માનવજન્મ લેવાની દેવતાઓ અભિલાષા સેવે છે, કારણકે મનનમા માનવતાની સૌરભ ભરેલ છે પણ આજે માનવજીવન યાતનાઓથી ભરપુર બન્યુ છે આજે માનવ-માનવ વચ્ચે વેરની, ક્રોધની, કષાયની દિવાલ ઉભી થઈ છે તે માનવ માનવની સમૃદ્ધિ કતલ કરે છે, આત્માનુ મૂલ્યાંકન ભૂલાઈ જવાયુ છે માનવતા મરી પરવારી છે માનવ પશુ કરતા વધારે અધમ હલકો બન્યો છે

માનવતા માનવને મહામાનવ બનાવે છે, સર્વનો મિત્ર બનાવે છે તીર્થકર ભગવત બનવા માટે, કેવળજ્ઞાન મેળવવા માટે સાચા માનવ બનવાની ઘણી જ જરૂર છે ઋદ્ધિ વૈભવ સુખ ભોગવતા અનુત્તર વિમાનના દેવો મનુષ્ય ભવ ઇચ્છે છે ત્યા ત્યાગ છે, સયમ છે, તેવી ધરતી એ જ સ્વર્ગ છે માનવીના વિકાસનુ ક્ષેત્ર આ ધરતી જ છે અને મહીના માનવો આખો બધ કરીને સ્વર્ગની યાચના પ્રભુ પાસે કરે છે।

ધરતી પર માનવતા પ્રગટે છે અને માનવ આત્મ જ્ઞાન પ્રાપ્ત કરે છે તેથી આત્માને ઊર્ધ્વગામી બનાવે છે



# ૩ ✡ વિદ્યા

આજે વિદ્યાનો વ્યવહાર વ્યાપાર માટે થઈ રહ્યો છે. આજની વિદ્યા અર્થને માટે વપરાય છે. વિદ્યા સાથે જીવનનું દર્શન કરવાનું છે. આજે જીવનનાં મૂલ્યો અર્થ માટે, ભૌતિક સાધનો માટે થઈ રહ્યાં છે. આખો સમાજ એ જ માપદંડથી બીજાને માપી રહ્યો છે. સજ્જનોની કિંમત આપણી પાસે નથી. અંતરના ધનવાન અને સદ્‌ગુણોથી સભર આત્માની આજે ખોટ છે. આજે દિન પ્રતિદિન ભૌતિક દર્શનમાં દીન અને અભિમાની આપણે બનીએ છીએ

મનને કેળવવાથી વિદ્યાનો સદુપયોગ થઈ શકે છે. વિદ્યા આજે વિવાદ અને પૈસા મેળવવા માટે વપરાય છે. સાધુ મહાત્માની વિદ્યા લોકોના કલ્યાણ માટે વપરાય છે, ત્યાં સાચી દૃષ્ટિ ને વિવેક છે

> પ્રેમથી લોહીનું દૂધ બની જાય છે, અને ધિક્કારથી લોહીનું પાણી થઈ જાય છે.



# ૪ ☼ અહમ્

'જ્ઞાનસાર'મા ઉપાધ્યાયજી મહારાજ જણાવે છે કે આ સંસારમા બે વિરોધી તત્ત્વો કામ કરી રહ્યા છે પ્રકાશ અને અંધકાર, સત્ય અને અસત્ય, મૃત્યુ ને અમરતા, રાગ ને દ્વેષ

આ તત્ત્વો જીવનમા ચાલુ પડી જાય છે, ત્યારે મોક્ષ પ્રાપ્ત થાય છે રાગ-દ્વેષનુ ઘર્ષણ તેનુ નામ તે સંસાર જે આત્માઓ આ ઘર્ષણમાથી મુક્ત થાય છે, તે મોક્ષ મેળવે છે રાગ-દ્વેષથી માનસિક કલહ થાય છે, સુખ કે સમાધાન વૃત્તિ દૂર થાય છે, રાગ-દ્વેષથી આત્માનો ઉદ્ધાર થતો નથી તે આત્માને સ્વના ભાવ-નિર્મળતા, ઉદારતા, પવિત્રતા તરફ જવા દેતા નથી તેથી કર્મબંધન વધુ થાય છે મોહરાજાએ "હુ" અને "મારુ"—એ બે મંત્રથી કામણ કર્યું છે તેથી આપણે મુગ્ધ ને મૂઢ બનીએ છીએ ગુજરાતી 'હુ' જેવો કોઈ વાંકો અક્ષર નથી જ્યારે આત્મામા 'અહમ્' આવે, ત્યારે આત્મા વાંકો થઈ જાય છે બાહુબલી અને

ભરતને યુદ્ધ થવાનું કારણ "અહમ્" હતો. અહમ્‌થી આપણે સંસારમાં રખડી રહ્યા છીએ.

માણસને દુઃખનું કારણ તેની અક્કડાઈ છે

ચોમાસામાં સરિતામાં પૂર આવતા અક્કડ વૃક્ષો તણાઈ જાય છે, પણ નેતરનાં વૃક્ષ નમી જાય છે, તેથી તે તણાતાં નથી. તેનામાં વળવાની આવડતથી પોતાનો નાશ ન વહોરતાં પૂર ખલાસ થતાં પાછાં ઊભાં થઈ જાય છે

જગતમાં મોહનું અને ધર્મનું તત્ત્વ મુખ્ય છે. મોહનું તત્ત્વ અમંગળમય છે. ધર્મનું તત્ત્વ મંગળમય છે

મોહ રાજાનું સામ્રાજ્ય 'અહમ્' અને 'મમ' ઉપર જ રહેલું છે.

'અહમ્' તત્ત્વથી સાંભળવું ગમતું નથી, બોલવું ગમે છે



આત્માની તાકાત તો અંદરથી જ આવે છે, અને શરીરની તાકાત તો બહારથી આવે છે. કોઈ આગ બને તો આપણે શીતળ જળ બનીને ઠંડક આપવાના છે.



# ૫. ❊ મમ અને મમતા

'મારી વસ્તુ, મારા વિચાર સૌથી સારા છે,' એમ આપણે સમજીએ છીએ, તેથી દ્વેષનો દાનવ ભભુકે છે અને માનવી જગતનો મિત્ર બની શકતો નથી અનાશ્રમાં રોજ બોલાય છે 'સવિ જીવ કરુ શાસનરસિ'

આજે ઘરમા જ શાંતિ નથી, તો જગતને કેમ શાંતિ આપી શકીશુ ? જગતમા અહિંસાના વિચાર આવશે, ત્યારે જ જગતમા શાંતિ સ્થપાશે આપણો દાંત દુખવા આવે તો આપણે ઊંચાનીચા થઈ જઈએ છીએ, પણ ચીન કે જાપાનમા ધરતીકંપથી લાખો માણસો મરી જાય તો જરાય દુખ થતુ નથી પણ ધ્યાન રાખજો તુ પોતે જ તુ નથી, તુ પ્રવાસી છે અને કાલે કોલ આવે તો ઉપડી જવુ પડે છે બધા જ આ જગતના મુસાફર છે માટે કોઈ સાથે વેરઝેર રાખવા નહી, અને પ્રેમથી જગતની સાથે વ્યવહાર કરવાનો છે

માનવજાતને નવપલ્લવિત બનાવવા માટે 'મમ અને મમતા' ને છોડી, સ્વાધ્યાય, ચિંતન, વર્તન દ્વારા જીવનમા સાચુ દર્શન કરવાનુ છે ને કરાવવાનુ છે



## ૬ શ્રમ અને સાધના

રોજના બે આના કમાનાર પુણિયા શ્રાવકની વિચાર-ધારામાં ફેર પડ્યો. તેનું કારણ શોધતાં ખબર પડી કે માગ્યા વગરના એક છાણા પર આજે રસોઈનો થોડો ભાગ બન્યો છે. તેથી ચોરીથી પ્રભુનું નામ આજે હૃદયમાં રોજના જેવું ન આવ્યું, તેથી તેણે તે દિવસે ઉપવાસ કર્યો અને ભોજન ન લીધું.

આજે આપણે પ્રભુનું સ્મરણ કરીએ છીએ, ત્યારે ન કરવાના વિચાર આપણને આવી જાય છે, મન અન્ય સ્થળે અટવાઈ જાય છે. ને તેથી ચિત્તની પ્રસન્નતા જામતી નથી, તેનું એક કારણ અન્ન છે. 'જેવું અન્ન તેવા વિચાર.' આહાર સાથે વિચાર ને આચાર સંકળાયેલા છે. તેથી આપણામાંથી શ્રમ ને સાધના ચાલ્યા ગયા છે આ બન્ને વગર શુદ્ધિ આવે જ ક્યાંથી ?

> કાટાની વાડ જેવા મા–બાપ હોવા છતાં પણ તેઓ આપણી રક્ષા કરે છે.



## ૭ ☆ પરિગ્રહ

જેટલી જરૂરિયાત હોય તેના કરતા વધારે પરિગ્રહ ન કરનો જરૂરિયાત ઓછી થઈ જાય એટલે વધારાની વસ્તુનો ત્યાગ કરવાનો છે

પરિગ્રહને છોડવા માટે અને બીજાના જીવનમા તે ઉતારવા માટે વિચારોની, અન્નની, પૈસાની વહેંચણી કરી નાખવાની છે

આપણે આજે મહાગ્રહમાથી બહાર નીકળવાનુ છે જરૂરિયાતથી વધારે વસ્તુ ભેગી કરવામા વધારેમા વધારે પાપ લાગે છે

નખ મોટા વધવાથી, તેમા મેલ ભરાય છે, કોઈને વાગી જાય છે, અને કોઈ વાર લાગો નખ ઉખડી પણ જાય છે અને દુખ થાય છે, તેમ પરિગ્રહ વધારવાથી જીવનને ખૂબ જ નુકસાન થાય છે જીવનમા શાતિ મળતી નથી, ઘરમા કંકાસ થાય છે, પુત્રપરિવાર આમન્યામા રહેતા નથી

અપરિગ્રહથી તૃષ્ણા ઓછી થાય

ઘણું ભેગું કર્યું હોય તો મરતી વખતે તેનો ભાર ઊંચકાતો નથી.

જીવનમાં સૌથી વધારેમાં વધારે ભાર પરિગ્રહનો છે. અને સૌથી ખરાબ ગ્રહ તે પરિગ્રહ છે. ગ્રહની શાંતિ દાનથી જ થાય છે, અને પરિગ્રહમાંથી છૂટી શકાય છે.

જરૂરિયાત જેટલું રાખવાનો નિયમ રાખવો. જરૂરિયાત જેટલું જીવનમાં મળી રહે છે. વધારે ભેગું કરવામાં વધારે દુ:ખ છે. મુસાફરી દરિયાની હોય ત્યારે નૌકાને હળવી રાખવી પડે છે, નહિતર ભારથી નૌકા ડૂબી જાય છે, તેમ ભવસાગરમાં ભમતા જીવને પરિગ્રહનો ભાર ઓછો કરવો પડશે–નહિતર ભવાંતર ચાલુ રહેશે

પરિગ્રહ તે શરીરમાં રહેલ મળ સમાન છે. તે મળ આપણી તબિયત બગાડે છે, તેમ પરિગ્રહ આપણો ભવ બગાડે છે.

જ્ઞાનીને વંદક ને નિંદક બન્ને સરખા લાગે છે અને તે બંનેની વચ્ચે પોતાના ધ્યેય તરફ આગળ વધ્યા જ કરે છે.



## ૮ ☼ સ્ત્રી એટલે સયમ

સ્ત્રીના જીવનમા સયમનુ તત્ત્વ હોવુ જોઈએ સયમ કિનારાને જીવનની આસપાસ રાખવાનો છે એકવાર સરિતાએ કિનારાને કહ્યુ "તમો તૂટી જાવ, કારણ કે અમને હરવુ ફરવુ બરાબર ફાવતુ નથી"

ત્યારે કિનારાએ કહ્યુ "જો અમે તૂટી જઈશુ, તો તમારે સરિતાને રણમા ફેરવાઈ જવુ પડશે, અને મહાસાગરને મેળવી શકશો નહી" તેમ આપણા જીવનની આસપાસ સયમ રૂપી કિનારો નહી હોય, તો જીવન ગમે ત્યા વેડફાઈ જશે ને નાશ પામશે

દિવાળીના દિવસોમા વદિ તેરસે લક્ષ્મીપૂજન થાય છે, વદિ ચૌદસે કાળી માતાની ઉપાસના અને અમાસે શારદા પૂજન એટલે સરસ્વતીની પૂજા થાય છે આમ સ્ત્રીમા ધન દેવાની, શક્તિ દેવાની અને વિદ્યા દેવાની શક્તિ છે

પડતાને બચાવે અને ખરાબ રસ્તે જતાને સારે માર્ગે દોરે તે પત્ની

મદનરેખાના પતિનું ખૂન તેના જેઠ કરી નાખે છે. તે વખતે મદનરેખા પતિને સમતાભાવ કરાવે છે, ક્ષમા અપાવે છે, અને ક્રોધના લાલ રંગને ધોઈને શ્વેત બનાવે છે. તેથી પતિ શાંત થયો અને મરીને દેવ થયો.

સવાર પડતાં મદનરેખા ગુરુનું વ્યાખ્યાન સાંભળવા જાય છે, તેના અંતરનું જ્ઞાન તેને દોરે છે. વ્યાખ્યાનમાં પેલો દેવ પહેલાં ગુરુને નહીં, પણ મદનરેખાને વંદન કરે છે. કારણ તેને તારનાર મદનરેખા હતી.



સાધુનું કામ સહન કરવાનું છે. શ્રાવકનું કામ દેવ, ગુરુ ને ધર્મનું રક્ષણ કરવાનું છે શ્રાવક તો સાધુનો કિલ્લો છે. જગતને અભય દેનારા સાધુઓનું રક્ષણ કરનાર શ્રાવકો અભયદાન કરે છે.



## ૯ ✱ મૂલ્યવાન વસ્તુ

વસ્તુ જેમ કિંમતી હોય તેમ તેને તપાસવાનુ-માપવાનુ સાધન સૂક્ષ્મ હોય લાકડા કરતા અનાજ મૂલ્યવાન છે, તેથી તેને માપવા માટે કાટો નાનો હોય છે સોના કરતા હીરા અને રત્નો મૂલ્યવાન હોય છે, તેથી તેમને તોલવાનો કાટો સૂક્ષ્મ હોય છે

જગતમા સૌથી વધારે મૂલ્યવાન વસ્તુ ધર્મ જ છે તેથી ધર્મ સૂક્ષ્મ બુદ્ધિથી જણાશે કાટો બરાબર ન હોય તો માપ બરાબર જાણી શકાતુ નથી

આપણી બુદ્ધિ સૂક્ષ્મ ને સ્થિર હોવી જોઈએ આપણા ચૈતન્યની અદર તત્ત્વો પડેલા છે, તે તપાસવા સૂક્ષ્મ બુદ્ધિ જોઈએ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુને જીવનનુ ધ્યેય બનાવવાનુ છે પ્રભુમા સૂક્ષ્મતા ને સ્થિરતા બન્ને છે ધર્મ તારણહાર છે, ધર્મ સથવારા રૂપ છે



# ૧૦ ✲ ધર્મ અને વિજ્ઞાન

ભૌતિક પદાર્થો મેળવવા માટે આપણે જેટલી મહેનત કરીએ છીએ, તેટલી બુદ્ધિ આત્મા માટે ઉપયોગમાં લઈએ તો આત્માનું કલ્યાણ જરૂર થશે. ધર્મના વિષયમાં ચારિત્ર, બુદ્ધિ ને સ્થિરતા—બધું જોઈશે, પાત્ર પણ ઉત્તમ જોઈશે.

ધર્મ માટે જ્ઞાન જોઈએ. ધર્મને આજે વિજ્ઞાનમય દૃષ્ટિથી ઓળખવો પડશે.

તળિયે હીરો પડ્યો હોય અને પાણી સ્થિર ન હોય તો હીરો દેખાતો નથી, તેમ આત્મામાં અનંત શકિત પડેલી છે, છતાં આપણી ચંચળતાથી આત્માનો ઉદ્ધાર કરી શકતા નથી.

જેમ કાપડ પાતળું બનતાં તેનું મૂલ્ય વધી જાય છે. એક લોખંડના ટૂકડાની કિંમત એક રૂપિયાની હોય, તેને ઓપરેશનનું સૂક્ષ્મ સાધન બનાવીએ તો તેની કિંમત અનેકગણી વધી જાય છે, તેમ જીવનના ટૂકડાને તપ-ત્યાગથી સૂક્ષ્મ બનાવી ઉપયોગી યંત્ર બનાવવાનું છે, અને આત્માને ઉર્ધ્વગામી બનાવવાનો છે.



## ૧૧ ☆ આજ

ભગવાન મહાવીરે ગૌતમ સ્વામીને વારંવાર કહ્યું છે કે 'હે ગૌતમ! એક ક્ષણ પણ તું પ્રમાદ કરીશ નહીં' મસ્તક ગયેલો સમય કદી પાછો આવતો નથી તેથી તેનો સદુપયોગ કરવાનો છે સમય ચંચળ છે, તે કદી પકડી શકાતો નથી, ને તે પકડી શકાય તો રોકી શકાતો નથી ભગવાન તીર્થંકર પણ સમયને રોકી શક્યા નથી સમયને ની નથી, પણ ખરીદી શકાય છે તે ખરીદી શકાય છે સદ્ગુણ વડે જેની પાસે સમજણ છે, તે જ સમયને સારા કાર્યોમાં વાપરે છે જે ચાલ્યું જાય છે, તે ગયા પછી પાછું આવતું નથી માટે આવતી કાલનું કામ આજે જ કરો ગઈ કાલની વાતને ભૂલીને આજને સુંદર બનાવવાની છે પ્રત્યેક દિવસે આરાધના કરી લેવાની છે જિંદગી ગઈકાલ પર નથી, આજ પર જીવવાની છે

સમય તો પાણીના પ્રવાહની જેમ જઈ રહ્યો છે સ્વાધ્યાય, તપ, બ્રહ્મચર્ય, ઉપકાર અને દાનથી સમયને દીપાવવાનો છે, ભરવાનો છે, સદ્ગુણો જેમ બને તેમ વધારવાના છે



# ૧૨ ☼ દિવ્ય ભાથું

બહાર ગામ જતી વખતે ભાથાની જરૂર છે, તેમ લાંબી મુસાફરીએ ઉપડેલા આત્માને ભાથાની જરૂર છે. પ્રત્યેક સવારે આપણે જાગીશું એવું નક્કી નથી, એક દિવસ તો આંખો મીંચાઈ જવાનાં છે.

દુનિયાની મોહની ચકરીમાં આપણે તત્ત્વજ્ઞાનની વાતોને ભૂલી જઈએ છીએ. આજ તો સારી જવાની છે, પણ આવતી કાલનો વિચાર કરવાનો છે. આત્મા તો સદા પ્રવાસી છે. તે વાસી નથી રહેતો, માટે પ્રવાસીને તો ભાથાની ખૂબ જ જરૂર છે.

એકાતમા બેસીને આત્માને પૂછવાનું છે · "તારે જવાનું છે?" જો જવાનું હોય તો જવા માટેની તૈયારી કર.

અહીં મૂકીને જવાની વસ્તુને ભેગી કરવામાં જીવનને વેડફી નાખવાનું નથી. જતી વખતે સાથે કંઈ ન આવે તો એ વસ્તુઓ ભેગી કરવાની શી જરૂર?

કંચન, કુટુંબ, કાયા અને કામ એ ચાર જગતમાં દેખાય છે, પણ એ ચારમાંથી કોઈ એક પણ સાથે આવવાનું નથી દાન, શિયળ, તપ અને ભાવ સાથે આવવાના છે, જો આ ચાર નહિ હોય, તો પેલા ચાર તો સાથે આવવાના જ છે

માનવી બહારગામ જાય, ત્યારે સાથે ખાવાનું ભાથું લઈ જાય છે માનવી ગમાર નથી, પોતાની સગવડ સાચવવા માનવી ખુબ જ બાહોશ છે

જીવનમાં લાંબા લાંબા પ્રવાસનો અંત નથી, છેડો નથી અંત નથી એવા પ્રવાસમાં ચાલી નીકળેલા માનવી પાસે ખાવાનું શું ? પ્રવાસમાં સાથે સગવડ ન લે તો તેને જ્ઞાનીઓ ગમાર કહે છે દરેક માનવી પોતાને પંડિત માને છે, પણ આપણું શાણપણ કયાં સુધીનું ? ડહાપણ એ છે કે જેનો વિરામ શાંતિમય હોય

લાંબા પંથે જવા માટે ભવનું ભાથું બાંધવાનું છે ભૌતિક સાધનો તમામ ગયા પછી બીજાના હાથમાં જવાના છે

ભવભાથામાં ચાર અંગ છે

૧ જ્ઞાન મુખે શાસ્ત્રોના સુવચનોનું શ્રવણ
૨ વિચારપૂર્ણ મનન
૩ નિદિધ્યાસ-ઇંદ્રિયો પર સંયમ-ને આ રંજાગૃતિ
૪ સમજણપૂર્વકનું વિચારપૂર્ણ આચરણ



# ૧૩ ✲ ભયંકર ગ્રહ

પરિગ્રહનો ગ્રહ જે સાધકને લાગે છે, તેનું જીવન પરિગ્રહ સાચવવામાં પૂર્ણ થઈ જાય છે. પરિગ્રહ એ પણ પસ્તી સમાન છે, જેની કિંમત નથી. પરિગ્રહ એ સોનાની કટાર છે, છાતીમાં વાગતાં લોહી નીકળે છે અને કદાચ મરણ પણ લાવે છે વધારે પરિગ્રહ હોય તો કોઈમાં વિશ્વાસ પણ નથી રહેતો. પરિગ્રહ ગોઠવવામાં અને સાચવવામાં ચોવીસ કલાક ચાલ્યા જાય છે.

જેમ મુસાફરીમાં સામાન ઓછો, તેમ મુશ્કેલી ઓછી, તેમ પરિગ્રહનો ભાર ઓછો, તો જીવન હળવું ને મુસીબત વગરનું બને છે.

પરિગ્રહના બોજથી ધર્મઆરાધના થઈ શકતી નથી. આત્માના વિકાસમાં પરિગ્રહ બહુ જ અંતરાય કરે છે.



# ૧૪ ❋ નવપદ

નવપદજીના ચક્ર સાથે મનને બાંધવાનું છે, જેથી તે ભટકતું અટકી જાય ચક્રવર્તી છ ખંડ પર વિજય મેળવે છે, જ્યારે સિદ્ધચક્ર ચૌદ રાજલોક પર વિજય મેળવે છે

અઢાર દોષ રહિત, અંતરના શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરનાર, ત્રણ જગતને જોનાર અરિહંત છે

અરિહંતો આકારવાળા છે, સિદ્ધો અનાકારી છે સિદ્ધોને ઓળખાવનાર અરિહંતો છે ગ્રેવીટેશન નવું નથી, પણ તેને ઓળખાવનાર ન્યૂટન છે, તેમ સિદ્ધો નવા નથી, પણ તેને ઓળખાવનાર અરિહંતો છે

તાળાની ચાવીરૂપ અરિહંતો છે તાળું ખોલીને ધર્મરૂપી ખજાનો આપે છે, તેથી અરિહંતનું નામ પહેલું લેવાય છે

આપણા આત્માનું જ્ઞાન અરિહંત કરાવે છે, જ્ઞાન,

દર્શન ને ચારિત્રને અપાવનાર અરિહંત છે. સિદ્ધોને મેળવી આપનાર અરિહંત છે.

પ્રત્યક્ષ, ઉપમા ને શાસ્ત્રમાંથી શાસ્ત્ર દ્વારા અરિહંતોનો અનુભવ થાય છે.

આપણે સિદ્ધોને જોઈ શકતા નથી, પણ તેનું સ્વરૂપ જાણી શકીએ છીએ. કર્મમાંથી મુક્ત થઈએ ત્યારે સિદ્ધ બનીએ છીએ સિદ્ધોએ કર્મોને છેદી નાંખ્યા છે સ્વભાવનો આનંદ મેળવનાર સિદ્ધો છે.



સાધકને પ્રતિકૂળ અને અનુકૂળ બંને ઉપસર્ગો અનુરૂપ થાય છે. પ્રલોભનમાં પોતાના ધ્યેયને ચૂકી જવાનું નથી અને પૂર્ણતાને પ્રાપ્ત કરવાની છે. સાધક ગમે તેવા વાતાવરણમાં પણ જાગૃત રહે છે.



## ૧૫ ❊ જ્ઞાન અને જ્ઞાની

ઉત્તરાધ્યયન સૂત્રમા પ્રભુ જણાવે છે કે બાળજીવો નાનકડી વસ્તુ મેળવવા માટે મોટી વસ્તુ જતી કરે છે, પણ સમજુ માણસો કિમતી વસ્તુ મેળવવા માટે નાની વસ્તુ જતી કરે છે નાનુ બાળક એક પીપરમીન્ટના બદલામા પોતાનુ ઘરેણુ આપી દે છે

ઇન્દ્રિયોની તૃપ્તિ અને ભૌતિક સુખો પાછળ જ બાળજીવો જીવન જીવી રહ્યા છે, જ્યારે પડિત માણસો તો જીવનભર આત્માનો જ વિચાર કરી રહ્યા છે

આપણા અતરના દ્વાર હજુ બધ છે, અતરમા તિમિર છે, જેમ કે અધારા ઓરડામા આપણે એકદમ દાખલ નથી થતા, થોડી વાર પછી જઈએ છીએ ક્રોધની, માનની, માયાની અને લોભની ગદી હવા અતરમા પ્રસરેલી છે, પણ જ્ઞાનનો પ્રકાશ અતરમા જતા દ્વારો ખુલી જાય છે



# ૧૭ ☼ તપશ્ચર્યા

અગ્નિ જેમ કચરાને બાળી નાંખે છે, તેમ પેટના કચરાને તપશ્ચર્યા બાળી નાંખે છે. શરીરના રોગોને તથા વિકારોને દૂર કરનાર તપશ્ચર્યા છે. કાયા માંદલી હોય ત્યારે સારા વિચારો આવતા નથી. ધર્મ કરવા માટે શરીર એ પહેલું સાધન છે. તપશ્ચર્યા એ શરીરનું ઓઈલીંગ કરે છે. મન, શરીર અને આત્મા મજબુત હોય તો ધર્મ શુદ્ધ થાય છે.

તપશ્ચર્યા શક્તિ અનુસાર કરવાની છે, શક્તિ હોય અને તપશ્ચર્યા ન કરે તોપણ પ્રાયશ્ચિત્ત લાગે છે.

તપશ્ચર્યા રૂની વાટ જેવી છે. એકલું રૂ તૂટી જાય છે, વાટ કદી તૂટતી નથી. તપશ્ચર્યાથી મેદ ઓછો થઈ જાય છે, અને રોગમાંથી બચી જવાય છે. ઉપવાસ શરીરને નીરોગી બનાવે છે. તપશ્ચર્યા વિધિપૂર્વકની હોવી જોઇએ.

સોજાવાળાને ને ચામડીના રોગીને આય બિલ નીરોગી બનાવે છે

તપશ્ચર્યાથી હોજરીને આરામ મળે છે ઉપવાસ કરનારા વધારેમા વધારે જીવે છે વરસીતપ કરનારા વધારે જીવે છે તપ કર્યા પછી પારણુ કરતા બહુ જ સાચવવાનુ છે ધીમે ધીમે ખોરાક લેવાનો છે

તપશ્ચર્યાથી શરીરના રોગો દૂર થાય છે પછી મન નિર્મળ બને છે અને પછી આત્મા શુદ્ધ બને છે

તપ કરનારે મગજ બહુ ઠંડુ રાખવાનુ છે તપ એ સૂર્ય જેવો છે સૂર્યને છ બાહ્ય અને છ અભ્યંતર એમ બાર કિરણો છે તપ પણ તેવો છે સૂર્ય માણસને ગરમી આપે છે, પણ તપ કદી ગરમી આપતો નથી

હથોડીનો છેડો તપીને લાલ થાય તો સારૂ પણ તેનો હાથો ગરમ થાય તો હાથો બળી જાય છે, માટે તપમા ક્રોધ કરવો નહી

જગતમા સૌથી ઉપકારી તો આપણા માબાપ જ છે, માટે તેનો તિરસ્કાર નહી પણ આદર અને ભક્તિ કરવાના છે



## ૧૮ ☼ આત્મા અને કર્મ

આત્મા અને કર્મ તે દૂધ અને પાણી માફક મળી ગયાં છે તેથી તેનો રંગ બદલાઈ જાય છે કર્મથી આત્માનો રંગ બદલાઈ ગયો છે, તે જડ બની ગયો છે. આત્મા પારદર્શક છે, પણ જડના પ્રેમથી પોતાનો સ્વભાવ ભૂલી ગયો છે તે આત્માનો ઉદ્ધાર કરવાનો છે, તેને શુદ્ધ કરવાની પ્રક્રિયા કરવાની છે. તેથી આત્માને ઓળખો. સાધનાની પ્રક્રિયાથી આત્માની ઉન્નતિ થશે. જેમ લાલચોળ તપેલા લોખંડના ગોળાના અણુએ અણુમાં ગરમી પ્રસરેલી હોય તેમ આત્માના અણુએ અણુમાં કર્મ વળગી રહેલા છે. તે માટે તપશ્ચર્યા અને જ્ઞાનયોગની જરૂર છે.

કોઈકવાર આત્મામાં એકાગ્રતા ને રસ જામી જાય તો તે પરમાત્મા જેવો બની જાય છે, તેથી જ અંતમૂહુર્તમાં જ્ઞાનીઓએ કર્મ ખપાવી કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલ છે





# ૧૯ ❋ નય અને પ્રમાણ

વસ્તુનુ એક બાજુનુ દર્શન આપે તે નય છે એક જ વાતને મુખ્ય બનાવી, જગતની બીજી બધી વસ્તુઓને ગૌણ બનાવવી તે નય છે નય એટલુ સાચુ નથી

બધી વસ્તુના સહકારથી એક વસ્તુ બને છે, તે પ્રમાણ છે

નયમા મિથ્યાત્વ હોય છે અને પ્રમાણમા સમ્યક્ત્વ હોય છે

જૈનદર્શન પ્રમાણરૂપી પેટમા નયને સઘરે છે સત્ય અને અસત્યનુ મિશ્રણ એટલે જીવનનો વ્યવહાર, અસત્માથી સત્યને તારવી લેવાનુ છે, જેમ આપણે બોલીએ છીએ કે 'હુ ઘઉ વીણુ છુ' ખરી રીતે આપણે ઘઉ માથી કાકરા વીણીએ છીએ

જીવનનો વ્યવહાર નય અને પ્રમાણથી ચાલે છે,

અને નય અને પ્રમાણ જાણ્યા પછી સમ્યક્‌દર્શન પ્રાપ્ત થાય છે.

વસ્તુને પકડવી તે નય અને વસ્તુને ચારે બાજુથી સમગ્ર રીતે જોવી તેનું નામ પ્રમાણ. દુનિયાના તત્ત્વજ્ઞાનમાં નયને જ અપનાવ્યો છે, જ્યારે જૈનના તત્ત્વજ્ઞાનમાં પ્રમાણને જ અપનાવ્યો છે.

નયને લીધે જુદા જુદા સંપ્રદાયો ઊભા થયા છે.

નૌકામાં જો બેલેન્સ ન હોય તો નૌકા ડૂબી જાય છે, તેમ એકલા નયના સિદ્ધાંત પર રચાયેલો ધર્મ નાશ પામે છે.

બધા સાતે નયો ભેગા થાય ત્યારે પ્રમાણ બને છે.

સૂંઠ અને ગોળના ગુણ જુદા છે. સૂંઠ વાતને દૂર કરે છે, અને ગોળ પિત્તને દૂર કરે છે, જ્યારે ગોળને સૂઠ ભેગા થાય ત્યારે તે વાત, પિત્ત ને કફને દૂર કરે છે.

નય અને પ્રમાણનું દર્શન જીવનમાં થાય છે. પહેલો માળ, બીજો માળ તે નય છે અને છેલ્લો માળ તે પ્રમાણ છે. પહેલે માળે એકાંગી દર્શન અને છેલ્લે માળે સંપૂર્ણ દર્શન થાય છે.

નયના સર્વ મિશ્રણને પ્રમાણ કહેવાય છે રૂપિયો રૂપિયો ગણતા સો રૂપિયા બને છે રૂપિયો એટલે નય અને સો રૂપિયા તે પ્રમાણ છે

નયને આધારે ચાલતુ જગત બીજાનો વિચાર જાણી શકતુ નથી વિચારોને નયથી શરૂ કરવાના અને પ્રમાણથી પૂરા કરવાના એકલુ નય કે એકલો પ્રમાણ ચાલી શકતુ નથી શબ્દનો અર્થ નયથી થાય છે, વાર્તાનો વિચાર પ્રમાણથી થાય છે 'રાજા'ના નયથી એક જ વિચાર અને પ્રમાણથી અનેક અર્થો થાય છે

નય દ્વારા અર્થની પ્રાપ્તિ થાય છે અને પ્રમાણ દ્વારા નિર્ણય લેવાય છે

"આત્મા" બોલવાથી શબ્દ બોલાય છે, એકમા સ વેદન (નયમા) અને બીજામા ચિ તન ચિત્તમાથી આવે છે,

પ્રમાણને સમજીને તત્ત્વોને આચરણમા મૂકવાના છે, જ્ઞાન તો દરેકની પાસે હોય છે, પણ તે જ્ઞાનને આચરણમા મૂકવુ અઘરૂ, જ્યારે ક્રિયાનુ ચિ તન થાય, ત્યારે મનમા ભાવ ઉત્પન્ન થાય છે

ક્રિયાનો અર્થ જડી જાય તો પ્રમાદ જતો રહે છે, ક્રિયાનો શબ્દ જડે ત્યા સુધી પ્રમાદ ઉડતો નથી



# ૨૧ ☼ આદર્શ

આદર્શ વિશેષણ છે, અને માનવી વિશેષ છે, આજે માણસ માણસનો વિશ્વાસ નથી કરતો, તે શાંતિથી બેસી શકતો નથી, ખરાબ ટેવોથી માનવી જીવી રહ્યો છે, માનવ માનવીથી આજે વધારે ડરે છે (જાનવરથી નથી ડરતો).

માણસ તો દેવની કોટી જેવો છે, દેવતાઓ પણ માનવીની માનવતાને નમે છે. મહાપુરુષોના જીવન જેવું જીવન જીવવાની ઇચ્છા કરવાની છે. સારા માણસ માટે આદરમાન ઉત્પન્ન થાય છે.

સજ્જન, સંતો, જ્ઞાની મહાત્માઓ આદર્શ સમાન છે ભગવાન મહાવીરમાં ત્યાગની મહત્તા છે, સીતાજી પાસે સદાચારનું અલંકાર હતું.

સ્થિતપ્રજ્ઞ માનવી જીવનને શાશ્વત બનાવી જતી જાય છે. થોડાક પ્રલોભનમાં અકટ્યા વગર ઘણું મેળવવાનું છે. આજે આપણે ધ્યેય વગરનું જીવન જીવી રહ્યા છીએ.

સંસારમાં જ આદર્શ કેળવવાનો છે આજે હવામાં મોક્ષની વાતો થાય છે જીવનમાં હાહાકાર હોય છે

માણસનો આદર્શ કોઈકના જીવનને જરૂર પ્રેરણા આપે છે જીવન લોકપ્રકાશને માટે જીવાય તો જીવન સાર્થક થાય છે જીવનમાં ત્યાગની મહત્તા છે તપ વિના સિદ્ધિનાં ફળ કદી પ્રાપ્ત થતાં નથી જીવનમાં અમુક ધ્યેય–આદર્શ આવશ્યક છે ભલે સૂર્ય કે ચંદ્ર આપણે ન બની શકીએ, પણ એકાદ સદ્‌ગુણનો તારો બનીને પ્રકાશ જીવનમાં પાથરી જવાય



સંયમધારીનું સ્મરણ આપણને સંયમ અપાવે છે મંદોદરીએ રાવણને કહ્યું કે "તમે રામનો વેશ કરીને જશો, તો તરત જ સીતા તમારી સામે જોશે" ત્યારે રાવણ કહે છે કે "રામનું સ્મરણ કરું છું, ત્યારે મને તારી સામું જોવાનું પણ મન નથી થતું અને દેહ છોડીને યોગી બની જવાનું મન થાય છે" પ્રભુનું સ્મરણ કરતાં આપણો આત્મા પ્રભુમય બની જાય છે



## ૨૨ ☼ સમ્યક્ત્વ

સમ્યક્ આવે ત્યારે વિકાસનું બીજ વવાઈ જાય છે. મોક્ષ મેળવવાનાં સાધન સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન અને સમ્યક્ચારિત્ર છે. સમ્યક્ દર્શનથી મોક્ષનું બીજ પ્રગટે છે.

જેમ તંદુરસ્ત માણસને ભૂખ લાગે છે, તેમ જેનું મન તંદુરસ્ત હોય તેને સમ્યક્દર્શન પ્રગટે છે. મનના રોગી કદી સમ્યક્દર્શનને પ્રાપ્ત કરી શકતા નથી. ભવ્ય આત્મા સમ્યક્દર્શનના અધિકારી બની શકે છે. જેમની ભવિતવ્યતા પાકી હોય તે જલદી સમ્યક્ત્વ પ્રાપ્ત કરી શકે છે. ઉચ્ચ ધર્મીને કે પરમાત્માની મૂર્તિને જોતાં સમ્યક્ત્વ પ્રગટે છે એકમાં ચેતન કામ કરે છે, બીજામાં જડ કામ કરે છે.

આગમ, ઉપદેશ, મૂર્તિ, સુવાક્યો વગેરે સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનાં અવલંબનો છે.



# ૨૩ ✲ ભોમિયો

આત્મા માટે ભોમિયાનુ કામ કરનાર અને આત્માને તારનાર શ્રુતજ્ઞાન છે સમ્યક્દૃષ્ટિ પાસે મિથ્યાત્વ આવી જાય તો અલૌકિક બની જાય છે, અને મિથ્યાત્વ પાસે જો આગમ આવે તો લૌકિક બની જાય છે આનુ કારણ અજ્ઞાન છે દવા ઝેરી હોવા છતા મર્યાદા પ્રમાણે લેવાથી રોગ મટાડે છે

મતિજ્ઞાન કારણ છે અને શ્રુતજ્ઞાન કાર્ય છે કારણ અને કાર્ય જૂદા પાડી શકતા નથી મતિપૂર્વકનુ જ્ઞાન બહિર્જ્ઞાન છે

જેના વડે સંસારનો વ્યવહાર ચાલે છે તે મતિજ્ઞાન છે મતિ એટલે સમજવુ અને શ્રુત એટલે સાભળવુ

ભગવાન મહાવીર સ્વામી બોલ્યા તે ગૌતમ સ્વામીએ સાભળ્યુ અને તેમાથી આગમો બનાવ્યા વાણી શ્રુત બની ગઈ

વસ્તુની સમજણ મતિ છે, વસ્તુનુ નામ એટલે શ્રુત છે પૂર્વભૂમિકા મતિજ્ઞાન છે અને ઉત્તરભૂમિકા શ્રુતજ્ઞાન છે



## ૨૪ ❋ એક્સ–રે

જે જે વિચાર આવે છે, તે વિચારની આકૃતિ છે. જેમ એક્સ–રેમાં અમુક રોગ દેખાય છે, તેમ મનઃપર્યવ જ્ઞાનવાળાને સામા માણસના મનના આકારો દેખાય છે.

અવધિજ્ઞાનવાળું ક્ષેત્ર મન.પર્યવજ્ઞાન કરતાં મોટું છે. અવધિજ્ઞાન આખા લોકમાં વસે છે, મન પર્યવજ્ઞાન મહાવિદેહમાં છે. મન·પર્યવજ્ઞાનમાં સૂક્ષ્મતા છે, અવધિજ્ઞાનમાં સ્થૂળતા છે. અવધિજ્ઞાન કાચ જેવું છે, મનઃપર્યવજ્ઞાન હીરા જેવું છે. મનઃપર્યવ જ્ઞાનવાળો થોડું જાણે છે, પણ ચોક્કસ જાણે છે; અવધિવાળો જાણે છે વધારે, પણ તેનું જ્ઞાન ચોક્કસ નથી હોતું. અવધિજ્ઞાનથી આત્માનું જ્ઞાન થાય એટલે ઇન્દ્રિયોની મદદ વગર દુનિયાના રૂપી પદાર્થો જાણી શકે છે.

મનઃપર્યવજ્ઞાન આવે ત્યારે અવધિજ્ઞાન જતું નથી. સ્થૂલ વસ્તુ જોઈ શકાય છે. અવધિજ્ઞાન દૂરનું જાણી શકે છે. અને મનઃપર્યાવજ્ઞાન જ્ઞાન સૂક્ષ્મ વસ્તુ બતાવે છે. રૂપીમાં સૂક્ષ્મ વસ્તુને જોવાની તાકાત મનઃપર્યવમાં છે.

અવધિજ્ઞાન સંસારીને થઈ શકે, જ્યારે મનઃપર્યવ જ્ઞાન સાધુને જ થાય.



# ૨૫ ☼ આત્માના અલંકાર

આત્માના અલંકારશાસ્ત્રમાં નવ પ્રકારો કહ્યા છે
નિવૃત્તિમય ત્રણ અલંકાર (૧) સામાયિક, (૨) પ્રતિક્રમણ અને (૩) પૌષધ
પ્રવૃત્તિમય ત્રણ અલંકાર (૪) પ્રક્ષાલ (૫) પૂજા (૬) સ્નાન
આવૃત્તિમય ત્રણ અલંકાર (૭) દાન (૮) શીલ (૯) તપ

(૧) સામાયિક એટલે સમતાભાવ સામાયિકમાં અરિહંતનું ધ્યાન ધરવું, સુંદર બોધદાયી ધાર્મિક પુસ્તકો વાંચવા

(૨) પ્રતિક્રમણ એટલે પાપોની આલોચના દિવસ ભરમાં ને સમગ્રરાત્રીમાં લાગેલા પાપોની આલોચના લેવી તેમાં બોલવાના સૂત્રો પ્રાભાવિક છે તે ભાવપૂર્વક બોલવાથી કર્મક્ષય થાય છે 'ઇરિયાવહિય' સૂત્ર સામાયિક ધર્મનું મૂળ છે દરેક ધાર્મિક ક્રિયામાં ને ચારિત્રમાં સામયિકથી શરુઆત થાય છે

(૩) **પૌષધ** એટલે એક દિવસનું ચારિત્ર. તે દિવસે ગુરુની આજ્ઞામાં રહેવાનું. તે દિવસે ઉલ્લાસ હોવાથી. સારી ભાવના અને સારી ક્રિયાથી મન એકદમ શાંત રહે છે. તે દિવસે ઘરની, કુટુંબની, વેપારની, સમાજની કોઈ ચિંતા સતાવતી નથી

(૪) **પ્રક્ષાલ** પ્રભુને સ્નાન કરાવવાથી આપણા કર્મમલ ધોવાના છે. તેથી આત્મા સ્વચ્છ ને શુદ્ધ થાય છે

(૫) **પૂજા** અરિહંતની એટલા માટે કરવાની છે કે આપણે તેમના જેવા થવાનું છે, પૂજા કરતાં પ્રભુના ગુણો આપણા આત્મામા ઉતરે તેવી ભાવના ભાવવાની છે. તેમની પાસેથી મોક્ષ મેળવવાનું છે.

(૬) **સ્નાત્ર** એટલે પ્રભુનો જન્માભિષેક મેરુ પર્વત પર ઇન્દ્રો ને ઇન્દ્રાણીઓ ઉજવે છે. ઉલ્લાસથી, ઉમંગથી સ્નાત્ર ભણાવવાથી કર્મનો ક્ષય થાય અને ઉત્તમ પુણ્ય ઉપાર્જન થાય

(૭) **દાન** શુભ ભાવનાથી અપાય તો કર્મનો ક્ષય કરનાર છે. તે પરિગ્રહ પરની મૂર્છા ઉતારનાર ચમત્કારી ઔષધ છે.

(૮) **શીલ** આત્મકલ્યાણ માટે જ છે.

(૯) **તપ** યથાશક્તિ સમતાપૂર્વક કરવાથી કર્મનો ત્વરિત ક્ષય થાય છે.



# ૨૬ ❊ યોગની વિશિષ્ટતા

સર્વ જાદુ કરતા યોગના જાદુ ચૌથી ચઢી જાય છે લૌકિક ચમત્કાર એ સાચો ચમત્કાર નથી પણ જે આત્માને પલટાવી નાખે તે સાચો ચમત્કાર છે અધમ આત્મા યોગથી મહાન બની જાય છે યોગથી ચચળ મન સ્થિર ને સ્વસ્થ થાય છે જ્યા સુધી મન સ્થિર નથી, ત્યા સુધી ક્રિયા નકામી છે તે આકાશમા ચિત્રામણ કરેલ જેવી હોય છે જ્યા સુધી ક્રિયાની અસર મન પર ન થાય ત્યા સુધી ક્રિયાની કાઈ કિમત નથી સારુ વાતાવરણ, સારી સુગધ જેમ મનને પ્રફુલ્લિત કરે છે, તેમ ક્રિયા પણ મનને પ્રફુલ્લિત કરે તેવી હોવી જોઈએ આપણે જે ક્રિયા કરીએ છીએ, તે કોઈના માટે નહી, પણ આપણા આત્મા માટે કરવાની છે

મનની સમાધિ યોગથી મળે છે અત્તરની સુવાસ જેમ છાની ન રહે, તેમ યોગી પુરુષોનો પ્રભાવ પણ છાનો રહેતો નથી સુદર મન સારા પરમાણુઓ ફેકે છે પાપી

અને રોગી માણસ શ્વાસ દ્વારા ખરાબ પરમાણુઓ ફેંકે છે.

જે આત્માએ યોગ વડે મનને બહુ જ મજબુત કર્યું છે. તે આત્મા જોરદાર ફૂવારાની માફક ઉત્તમ પુદ્ગલો ફેંકે છે. ભાવના અમંગળ હોય તો કોઈ દિવસ કાર્ય સિદ્ધ થતું નથી.

વસ્ત્રો ઉપર સારી છાપ પાડવી હોય તો કાપડ જેમ શ્વેત, સ્વચ્છ ને સારું જોઈએ, તેમ મોક્ષ મેળવવા મનને યોગથી ધોવું જોઈએ. યોગ મનને સ્વચ્છ કરે છે.

યોગનો પ્રભાવ અપૂર્વ છે. તે કર્મોને બાળી નાખે છે.

યોગથી જેનું મન વિંધાયું નથી. તે પશુ જેવું જીવન ગાળે છે. યોગ વડે મન, વચન અને કાયા સુંદર સંસ્કારિત બને છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રથી મનુષ્યનું મન યોગ તરફ વળે છે.

જ્ઞાન વગરનો યોગ નકામો છે.

પરમા ભમ્યા કરવું બહુ જ સહેલું છે, પણ આત્માનું જ્ઞાન મેળવવું અને તે જ્ઞાનમાં રમ્યા કરવું તે અઘરામાં અઘરૂં છે.



# ૨૭ ☆ કરુણા ને ત્યાગ

સમ્યક્ત્વ દૃષ્ટિવાળા આત્માના હૃદયમા કરુણાનો સ્રોત વહે છે માનવીના જીવનમા કરુણાની ભીનાશ હોય તો તેમા સરસ બગીચો ઉગશે કરુણાળા હૃદયને મીણ સાથે પણ ન સરખાવાય, માખણ સાથે પણ ન સરખાવાય, કારણકે મીણ તો અગ્નિના સંસ્કારથી ઓગળી શકે છે, અને માખણ પણ અગ્નિના સંસ્કારથી ઘી બની જાય છે, પણ કરુણાળુ હૃદય તો બીજાનુ દુખ જોતા જ ઓગળી જાય છે બીજાનુ દુખ એ પોતાનુ દુખ બની જાય છે જ્યા સુધી તે બીજાના દુખને દૂર ન કરે ત્યા સુધી તેને ચેન પડતુ નથી અહિંસક આત્મા બીજાનુ દુખ જોઈને ખાલી અરેરાટી નથી કરતો, પણ તે દુખને દૂર કરે છે જ્યા સુધી બીજાનુ દુખ દૂર નહી કરીએ, ત્યા સુધી વિશ્વમા કદી સુખ અને શાંતિ નહી આવે

આપણે વધારેમા વધારે પરિગ્રહ રાખીને પ્રજાનુ દુખ દૂર નહી કરી શકીએ, પણ ત્યાગથી જ બીજાનુ દુખ દૂર કરી શકીશુ માણસ પોતે ત્યાગ કરે છે, તો દુનિયામા સર્જન થાય છે



# ૨૮ ✲ દષ્ટિ

જ્ઞાન એ બહારની વસ્તુ જુએ છે, પણ દષ્ટિ અંદરની વસ્તુ જુએ છે. બહારનું જ્ઞાન એ પુસ્તકનું નામ છે, જ્યારે દષ્ટિ એ પુસ્તકની અંદર રહેલું જ્ઞાન છે. મહાપુરૂષો દષ્ટિ તરફ જાય છે, જ્યારે જગત જ્ઞાન તરફ જાય છે. દષ્ટિના અભાવથી શાંતિ મળતી નથી થોડું ભણ્યા હોઈએ, પણ જીવનમાં દષ્ટિ આવી જાય તો જીવન સુધરી જાય છે.

એક વખત કરોડો રૂપિયાનું મશીન બગડ્યું. તેને રીપેર કરવા ઘણા માણસો આવ્યા. પણ મશીનમાં શું બગડ્યું છે, તે કોઈ જાણી શક્યા નહીં, છેવટે એક દષ્ટિવાળો (હોંશિયાર) એન્જિનિયર આવ્યો અને બોઈલરના જે ભાગમાં રીપેર કરવાનું હતું, તે ભાગમાં બે ચાર હથોડા માર્યા એટલે મશીન ચાલુ થઈ ગયું.

પછી એન્જિનિયરે ૧૦૦૧ ડોલર માગ્યા. તેને પૂછવામાં આવ્યું કે ૧૦૦૦ ડોલર નહીં, પરંતુ ૧ વધારે

એટલે ૧૦૦૧ ડોલર કેમ માગ્યા? તો એન્જિનિયરે જવાબ આપ્યો 'હથોડા મારવાની કિંમત એક ડોલર અને બુદ્ધિની (દૃષ્ટિની) કિંમત ૧૦૦૦ ડોલરની છે!'

જે લોકો આગળ આવ્યા છે, તેમની પાસે જ્ઞાન અને દૃષ્ટિ બન્ને હોય છે પાછળ રહી ગયેલાઓની પાસે ફક્ત જ્ઞાન હોય છે જ્ઞાન જગતને કામ લાગે છે, જ્યારે દૃષ્ટિ આત્માને કામ લાગે છે

પોતાની અંદર રહેલો દૃષ્ટિનો અભાવ માણસને કદાગ્રહી બનાવે છે

દૃષ્ટિવાળો માણસ દુઃખ જોઈને ગભરાય નહી અને સુખમા મલકાય નહી બીજાના દુઃખમા કરુણા અને પોતાના દુઃખમા હિંમત રાખે છે

દૃષ્ટિ વગરનુ જ્ઞાન નકામુ છે

આપણને ફોતરા બહારથી દેખાય છે, પણ અંદરનુ સત્ત્વ દેખાતુ નથી જ્યારે દૃષ્ટિ આવી જાય ત્યારે અંદરનુ સત્ત્વ દેખાય છે કેમેરાથી માણસનો બહારનો દેખાવ આવે છે, જ્યારે એકસ-રેમા માણસની અંદરનો રોગ દેખાય છે એકસ-રે એટલે અંતરની દૃષ્ટિ, જ્યારે કેમેરા એટલે બાહ્ય દૃષ્ટિ ખરેખર રોગ તો અંતરનો છે

માણસને શરીરના રોગની ચિંતા થાય છે, પણ આત્માના રોગની નહીં. ટી.બી.નું નામ સાંભળતાં ચહેરો ફિક્કો પડી જાય છે, આનંદ ઊડી જાય છે, અને તેનું નામ સાંભળતાં જ તે દર્દને દૂર કરવાનો ઈલાજ હાથમાં લે છે, પણ આત્માના રોગની ફીકર કરતો નથી.

અનંતાકાળથી આત્માને ક્રોધ, લોભ, માન અને માયાનો રોગ લાગેલો છે, જેથી સંસારમાં આત્મા રખડયા કરે છે. જ્યારે આપણામાં સાચી દૃષ્ટિ આવશે, ત્યારે અંતરના રોગોની ચિંતા થશે, અને તેનો ઈલાજ કરીશું.

આઠ વર્ષના બાળકને ટી.બી. થયાનું ડોકટર કહે પણ તે તો હસ્યા જ કરે છે. ટી.બી. એટલે શું તે બાળક જાણતું નથી, તેથી તેની ચિંતા પણ થતી નથી, તેના દર્દની ચિંતા તેના માબાપને થાય છે, તેમ આપણે પણ આઠ વર્ષના બાળક જેવા છીએ, કારણકે ક્રોધ, લોભ, માન, માયા વગેરે દુર્ગુણોની વિનાશકતાને આપણે જાણી નથી તેથી આપણને તે દુર્ગુણોની ચિંતા થતી નથી. અને તેને દૂર કરવાનો ઈલાજ પણ કરતા નથી.

જ્યાં સુધી સારું શુદ્ધ દર્શન થયું નથી, ત્યાં સુધી આપણે આત્મકલ્યાણ નહીં કરી શકીએ.





# ૨૯ ✲ શ્રદ્ધા

ભરવાડણે વ્યાખ્યાનમા સાભળ્યુ કે "શ્રદ્ધાથી મ સાર સાગરને તરી જઈએ છીએ" તો એકવાર વ્યાખ્યાન સાભળવા જતા રસ્તામા નદી આવી તેને થયુ કે "ભગવાન પર શ્રદ્ધા હોય તો સ સારસાગર તરી શકાય તો આ તો નદી છે" એમ વિચારી પૂરેપૂરી શ્રદ્ધાથી નદીમા પગ મૂકયો અને જમીન પર ચાલે તેમ પાણીમા ચાલી જઈ વ્યાખ્યાનમા સમયસર પહોચતા ગુરુ મહારાજે પૂછ્યુ 'આવા પૂરમા તુ આવી કેવી રીતે ?" ભરવાડણે જવાબ આપ્યો "પ્રભુના નામથી સ સાર પાર ઉતરાય, તો નદી પાર કેમ ન ઉતરાય ?" હુ તો નદીમા પગ મૂકુ છુ અને નદીમા રસ્તો થઈ જાય છે તેથી વ્યાખ્યાનમા આવી શકુ છુ "

આ સાભળીને ગુરુને નવાઈ લાગી પછી પોતાને અખતરો કરવાનુ મન થયુ અને નદીમા પગ મૂકીને ચાલવા ગયા, પણ એતો પાણીમા ડૂબવા લાગ્યા અને નદી પાર ન કરી શકયા

જે કામમાં શ્રદ્ધા હોય તે જ કામ પૂર્ણ બની શકે છે જીવનમાં અખતરા કરીએ તો તેમાં સફળતા મળતી નથી. અશ્રદ્ધાથી કામ કદિ સફળ થતું નથી.

કોઈ વખત કામમાં હાર મળે તોય શ્રદ્ધાને છોડવી નહીં, પણ બમણા જોરથી કામ કરવું જોઈએ, અને શ્રદ્ધાથી છેવટે કામમાં સફળતા મળે છે. પહેલાં તો આત્મામાં શ્રદ્ધા હોવી જોઈએ કે આત્મા અમર છે, તે નાશ પામતો નથી, નાશ પામશે નહીં. દેવ, ગુરૂ, ધર્મમાં અપાર, અટળ શ્રદ્ધા હોવી જોઈએ.



આત્મબંધનના ત્રણ મુખ્ય કારણ છે: ભ્રમ, શંકા અને અજ્ઞાન. ભ્રમ જડ પદાર્થમાં લઈ જાય છે, શંકા સાચા પદાર્થોથી દૂર રાખે છે અને અજ્ઞાન સાચું સાંભળવા દેતું નથી.



# ૩૦ ✵ જીવનની મધુરતા

કેળવણી માણસને કેળવવા માટે છે જીવ્યા વિના છૂટકો જ નથી, પણ જીવનનું દર્શન કરીને જીવવાનું છે આપણે વસ્તુને જોઈ શકીએ છીએ, પણ તેનું હૃદય જાણી શકતા નથી

નાળિયેરની ઉપર છોતરાનું આવરણ છે, પણ અંદર મીઠું કોપરું છે, તેમ આપણું જીવન આહાર, નિદ્રા, ભય મૈથુન પાછળ ઘેરાઈ ગયું છે આપણે બાહ્ય પદાર્થો ધન-સમૃદ્ધિથી સુખ માનીએ છીએ, પણ જેને અંદરના આત્મારૂપી કોપરાનો આસ્વાદ થયો છે, તેનું દર્શન થયું છે, તેમને જીવનની મધુરતા સમજાય છે



> આપણે બધા જ પ્રવાસી છીએ, અહીં મુસાફર ખાનામાં આગમન કરીને પ્રવાસમાં ચાલ્યા જવાનું છે, અને ધ્યેય તરફ જલદી પહોંચવાનું છે



# ૩૧ ☼ જ્ઞાનપ્રકાશ

જ્ઞાનથી શ્રદ્ધા ટકી રહે છે. જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનોની ઉપાસના કરવાની છે. તત્ત્વના જ્ઞાન વગર અન્ય જ્ઞાન ટકી શકતું નથી, તત્ત્વોનું જ્ઞાન જીવનમાં સુખ અને શાંતિ આપનાર છે. નવ તત્ત્વના સમૂહથી થયેલો બોધ તે જીવનનું દર્શન કરાવે છે. જ્ઞાન સર્વ ગુણોનું મૂળ છે. અંધારામાં બીક લાગે છે, પ્રકાશમાં કદી બીક લાગતી નથી, તેમ અજ્ઞાનરૂપી અંધકાર જ્યાં સુધી આપણા જીવનમાં હોય ત્યાંસુધી આપણને ભય લાગે છે, પણ જ્ઞાનરૂપી પ્રકાશ આવતાં આપણો ભય ચાલ્યો જાય છે. જ્ઞાનથી સ્વસ્થતા, શાંતિ ને સમતા મળે છે. જ્ઞાન મેળવવા માટે મૌન અને એકાંત ખૂબ જરૂરી છે. આત્માની ખોજ માટે જ્ઞાનની જરૂર છે.

વસ્તુ મેળવતાં પહેલાં વસ્તુનું જ્ઞાન મેળવી લેવું. વસ્તુનું જ્ઞાન આવ્યા પછી વસ્તુને કેમ વાપરવી તે આવડે છે.





# ૩૨ ☼ નિખાલસતા

જેની પાસેથી વિદ્યા લઈએ તેને પૂજનીય ગુરુ માનવા જોઈએ જ્ઞાનનો પ્રકાશ આપ્યો અને ભૂલ્યાને માર્ગ બતાવ્યો તેવા ગુરુને પૂજવા જોઈએ, તેમનો ઉપકાર ભવોભવ સુધી વાળી શકાતો નથી

એક હજામને એક મંત્ર આવડતો હતો તેથી તે પોતાની થેલી અદ્ધર આકાશમાં રાખતો અને જરૂર પડે તે થેલી લઈ લેતો આ વિદ્યા તે હજામ પાસેથી એક સાધુ શીખ્યા અને દૂર જઈને એક તુંબડું પાણીથી ભરેલું આકાશમાં રાખતા આવો ચમત્કાર જોઈ લોકો તેના ભક્તો થવા લાગ્યા પછી લોકોએ પૂછ્યું કે "આ વિદ્યા આપ કોની પાસેથી શીખ્યા?" ત્યારે સાધુ કહે કે "હું તો હિમાલય જઈને ખૂબ તપ કરીને આ વિદ્યા શીખી આવ્યો છું"

સાધુએ ગુરુનું નામ ન તાડ્યું, તેમની અવગણના કરી તેથી પેલું આકાશમાં રહેલું પાણીથી ભરેલું તુંબડું સાધુના માથા પર પડ્યું અને તેથી તેનું માથું ફૂટી ગયું



# ૩૩ ❂ શરીર

દેવો અને નારકો ઉત્પન્ન થાય તે સ્થાન અચિત હોય છે, મનુષ્ય અને તિર્યંચનાં સ્થાન સચિત હોય છે. જીવોના પાચ પ્રકારના શરીર છે · ઔદારિક. વૈક્રિય, આહારિક, તૈજસ ને કાર્મણ. મનુષ્ય અને તિર્યંચના શરીર ઔદારિક છે, જેના વડે સુખદુઃખનો અનુભવ કરી શકાય છે. દેવો અને નારકોને વૈક્રિય શરીર છે, જે પારાની માફક છૂટું પડે અને ભેગુ થાય.

આહારક શરીર પુણ્યાત્મા ચૌદ પૂર્વધરોને જ હોઈ શકે. સીમંધર સ્વામી પાસે જવું હોય તો આહારક શરીર કરીને અંત મુહૂર્તમા પાછા આવી જાય છે. તૈજસ અને કાર્મણ શરીર સંસારના દરેક જીવોને હોય છે. ઔદારિક કરતાં વૈક્રિય સૂક્ષ્મ અને વૈક્રિય કરતાં આહારક સૂક્ષ્મ અને આહારક કરતાં તૈજસ અને કાર્મણ સૂક્ષ્મ છે.

પહેલાં ત્રણ અસંખ્યાત છે, અને તૈજસ અને કાર્મણ અનંતા પરમાણુના બનેલ છે. મૃત્યુ આવે ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરને છોડવા પડે છે. જ્યા જીવ જાય ત્યાં તૈજસ અને કાર્મણ શરીર સાથે જાય છે.



# ૩૪ ☼ દેવો

ચાર પ્રકારના દેવો છે ભવનપતિ, વ્યંતર, વૈમાનિક અને જ્યોતિષ પહેલા બે આપણી નીચે છે અને પછીના બે આપણી ઉપર છે

દેવો પાસે સુખ, વૈભવ, સમૃદ્ધિ અઢળક હોય છે, પણ ત્યાગ નથી હોતો, તેથી દેવો ઉત્તમ પુરુષના ચરણોમા નમી પડે છે છોડવાની તાકાત મનુષ્યમા છે ત્યાગથી રાગનો નાશ થાય છે અને આત્મા ઉચ્ચ સ્થાનને પ્રાપ્ત કરે છે

પહેલા બે દેવના (સૌધર્મ અને ઈશાન)ને ભોગની ઇચ્છા શરીરથી થાય છે, અને બાકીના દેવલોકમા ભોગ શરીરથી થતો નથી, ફક્ત દેવીને જોવાથી, તેના શબ્દો સાભળવાથી ભોગ તૃપ્ત થઈ જાય છે

ત્યાગનુ ફળ ભોગ છે ઉત્તમ દેવો પણ આ મસ્તી ૩૩ સાગરોપમ સુધી કરે છે અનુત્તર દેવોનુ સંગીત

મોતીમાંથી પ્રગટે છે. અને તે સંગીતમાં આત્મરમણ કરે છે. આત્માની સંવાદમય વાતો અને સંગીતથી આત્મ-રમણતા વધે છે.

ત્યાગનું પરિણામ સંવાદ છે. ત્યાગીને નામનાથી દુઃખ થાય છે, સામાન્યને કામથી સુખ થાય છે. તેઓ નામ માટે નહીં, પણ કામ માટે જીવે છે.



ટેલીફોન જોડવાથી તરત જ ઘંટડી વાગે છે, તેમ ભક્તિ જો સાચી હોય તો ભક્તિનું પરિણામ પણ તરત જ મળે છે. મયણાએ પ્રભુની સ્તુતિ કરી અને પ્રભુના ગળામાં રહેલ પુષ્પની માળા તેના ઉપર ઉછળીને પડી.

પ્રાર્થના એક એવી ચાવી છે કે જેથી જીવનનું બારણું ખુલી જાય છે. તેથી પશુતા ચાલી જાય છે, અને પ્રભુતા અંદર આવી જાય છે.



# ૩૫ ✡ વિવેક

વિવેક એટલે સારી અક્કલ જે આપણને મળી છે ગાડાને જોઈને આપણને તેના પ્રત્યે દયા આવે છે ગાડાને વિવેક નથી હોતો નયન, નાસિકા, કાન અને મુખ તથા શરીર આપણને અને ગાડાને સરખા મળ્યા છે પણ આપણે જે જોવાનુ હોય છે, તે જ જોઈએ છીએ, જ્યારે ગાડા જે ન જોવાનુ હોય તે જુએ છે, જે ન બોલવાનુ હોય તે બોલી નાખે છે પરતુ આજે આપણે જેટલુ ન જોવાનુ છે, તે જોઈએ છીએ, તેવી આપણુ જીવન કટુ થઈ ગયુ છે આજે મનુષ્ય દુખી છે, તેનુ કારણુ તેણે ઊધો રસ્તો લીધો છે, ઇન્દ્રિયોને સ્વચ્છદ રીતે, વિવેક વગર વાપરવા માડી છે

જો જિદગી તરતા ન આવડે તો આખી જિદગી એળે જાય છે માનવે જીવન મેળવીને ડૂબવાનુ નથી, પણ તરવાનુ છે ઇન્દ્રિયો દ્વારા તરવાનુ છે મળ્યુ તેનો સદુપયોગ કરો



# ૩૬ ✲ ધ્યાન

સદ્‌ગુણની પરાકાષ્ઠા એટલે શુક્લલેશ્યા અને દુર્ગુણોની પરાકાષ્ઠા એટલે કૃષ્ણલેશ્યા. માટે આપણે સદ્‌ગુણને વધારતાં જવાનું છે, અને દુર્ગુણને છોડતાં જવાનું છે. શુક્લ ધ્યાનવાળો આત્મા ચંદ્રની જેમ શીતળ અને ઉજ્જવળ જ રહે છે. ગમે તેવી મુશ્કેલીમાં તે આત્માને શ્વેત જ રાખે છે. શુક્લ ધ્યાનવાળાનું રૂપ પૂર્ણ ચાંદની જેવું છે, શિરિષનાં પુષ્પો કરતાં વધારે કોમળ સ્પર્શ શુક્લ ધ્યાનવાળાનો હોય છે. તેમનો અવાજ મધુર હોય છે.



> કાચું મન અને કાચો પારો જીવનને મારી નાખે છે. મરેલું મન અને મરેલો પારો આત્માનો ઉદ્ધાર કરી નાખે છે.



## ૩૭ ☸ સુખ

ભૌતિક સાધનોથી જે સુખ નથી મળતુ, તે સુખ આત્મિક સાધનોથી મળે છે ભૌતિક સુખથી પરલોક બગડી જાય છે, જ્યારે સાધનાથી પરલોક સુધરી જાય છે સુખ બહાર નથી, પણ આત્મામા જ છે ભૌતિક સુખ જડ છે, આત્મિક સુખ ચૈતન્યમય છે

સુખ જડમા નથી, આત્મામા છે સુખ કોઈ નથી આપતુ, પણ આપણા હાથે સુખ મેળવવાનુ છે ભગવાન સુખ નથી આપી શકતા ભગવાનનો સમાગમ ચડ કૌશિકને અને જમાલીને થયો નાગ તરી ગયો ને જમાલી ડૂબી ગયો ભગવાનની આજ્ઞા પ્રમાણે જીવીશુ તો તરીશુ ને સુખી થઈશુ

> આપણી નબળાઈ સમજ્યા હોઈએ તો પણ બહાર નીકળી શકતા ન હોઈએ, તો કઈ નહી, પણ આપણી નબળાઈનુ ભાન હોવુ જોઈએ



## ૩૮ ☼ કર્મ ને વ્યાજ

પ્રિયપાત્ર બનીને વેર વાળી શકાય છે, માટે કર્મ કરતા પહેલાં વિચાર કરવાનો છે.

એક ડોશીએ લખાણપત્ર કર્યા વિના એક શેઠને ત્યાં વીસ હજાર રૂપિયા મૂક્યા. જ્યારે તે લેવા ગઈ, ત્યારે શેઠ ફરી ગયા. તે રકમનું ડોશીને દાન કરવું હતું. રકમ ન મળતાં ડોસીને સખત આઘાત લાગ્યો અને તે આઘાતથી તે મરી ગઈ.

નવ માસ પછી શેઠને ત્યાં પુત્રનો જન્મ થયો. દીકરા પાછળ શેઠે ખૂબ પૈસા ખર્ચ્યા. દીકરો હોશિયાર, બાહોશ, બુદ્ધિશાળી હતો. લગ્નની તૈયારી ચાલતી હતી ત્યારે વીશ વર્ષનો કોડીલો યુવાન મરી ગયો. આથી શેઠને ભયંકર વજ્રાઘાત જેવો અસહ્ય આઘાત લાગ્યો. તેથી મુનિમે સમજણ આપી કે 'પેલી ડોસી તમારો દીકરો હતો, અને વીસ હજારના અનેક ગણા વીસ વર્ષમાં ખર્ચાવી ગયો અને વ્યાજમાં તમને રડવાનું આપીને ગયો.



# ૩૯ ✱ અંતરેચ્છા

માતાપિતાએ પુત્રની સદ્ગતિ જ ઇચ્છવી જોઈએ, અને ખાવા પીવામા અને શિક્ષણમા માબાપે દીકરાની આત્મોન્નતિનો ખ્યાલ રાખવો જોઈએ એક માતા પોતાના બાળકને હાલરડુ સભળાવે છે "હે પુત્ર! તુ શુદ્ધ, બુદ્ધ છે, નિરજન નિરાકાર છે, અજર, અમર છે સસારનો ત્યાગ કરી આત્માને અમર બનાવ તારે આ જન્મમા સિદ્ધિઓને બહાર લાવવાની છે, જ્ઞાનના ખજાનાને બહાર લાવવાનો છે, તને દુનિયાનો કોઈ રગ લાગવાનો નથી તારો રગ શ્વેત છે, જોજે, સસારની મોહમાયામા ફસાઈ જતો! સસાર સ્વપ્નવત્ છે આખ મીચાતા કઈ નથી"

સાધના દ્વારા અતરનુ વલોણુ કરી આત્મશુદ્ધિ કરવાની છે આત્મશુદ્ધિ વિનાની ક્રિયા તે દભ છે, પ્રદર્શન છે



# ૪૦ ✲ ધ્યેયહીન યાત્રા

જાત્રાર્થે સંઘ ચાલ્યો, ત્યારે શાંતિપ્રિય ભાઈએ કહ્યું. "મારાથી આ સંઘમાં કારણવશાત્ આવી શકાશે નહીં, તો મારી આ તુંબડી લઈનેય દરેક તીર્થ સ્થળે તેને સ્નાન કરાવજો ને પવિત્ર કરજો" બધા જાત્રા કરી પાછા ફર્યાં, ત્યારે પેલા ભાઈએ તુંબડુ પાછું માગ્યું અને યાત્રિકોને જમાડ્યા જમણમાં પેલા તુંબડાનું શાક કર્યું. તુબડી એકદમ કડવી હતી, તેનું શાક ખાઈને બધાનાં મોઢાં કડવા થઈ ગયા.

પેલા ભાઈએ કહ્યું : "આ તુંબડી ઘણીયે નદીઓમાં સ્નાન કરીને આવી, છતાં મીઠી ન થઈ", તો આપણું અંતર પણ ઘણીયે જાત્રાઓ કરે છતાં અંતરને શુદ્ધ ન બનાવે તો જાત્રા કર્યાનો ફાયદો શો ? ધમાલમાં જીવન પૂરું કરવાનું નથી, પણ જીવનમાં આત્માનો પૂરેપૂરો વિચાર કરવાનો છે.





# ૪૧ ☼ અરૂપી આત્મા

એરંડો ઉછળીને જેમ ઉપર જ જાય છે, તેમ આત્મા પણ દેહમાથી નીકળી ઉપર જવાનો પ્રયત્ન કરે છે, પણ જે ગતિનુ આયુષ્ય બાધ્યુ હોય તે ગતિમા આત્માને જવુ પડે છે

આત્માની સાથે રહેલા કાર્મણ, તૈજસ શરીરને જ ખોરાક જોઈએ છીએ, ખાય છે, ત્યા જ શરીર બધાય છે

આત્માના પ્રવેશ પછી પહેલા આહાર પછી શરીર, પછી ઈદ્રિયો, શ્વાસોશ્વાસ, ભાષા અને મન એમ છ પ્રકારે આપણુ બધારણ થાય છે આત્મા આત્માજ રહે છે તિર્યંચમા જાય કે નારકમા જાય પણ આત્માનુ સ્વરૂપ બદલાતુ નથી આત્મા શુદ્ધ છે, બુદ્ધ છે, નિરજન, નિરાકાર છે, અજર, અમર, અરૂપી છે

આપણાથી ઉપરના નહી, પણ નીચેનાનો
વિચાર કરીને સાધનામા જ આગળ વધવાનુ છે



# ૪૨ ☼ મન

મન એકવાર ચંચળ બની જાય તો ડગલે ને પગલે તે અસ્થિર બની જાય છે. આ મન કોઈકવાર ઉપાશ્રયમાં લગ્નનો વિચાર કરવા બેસી જાય છે, તો લગ્નના મંડપમાં કોઈવાર સાધુતાનો વિચાર આવી જાય છે. રથનેમિનું મન રાજુલના રૂપથી હારી ગયું, થાકી ગયું. પણ સુંદર નિમિત્ત મળતાં પાછું મન ખીલી ઊઠે છે અંતરના વાત્સલ્યથી ખરાબ માણસ પાછો સુધરી જાય છે.

પ્રભુના રોમેરોમમાં આજ ભાવના હતી: "સવિ જીવ કરું શાસનરસિ"—તેથી ચંડકૌશિક, અર્જુન માળી અને ચંદનબાળાને પ્રભુએ ઉગારી લીધા.

ગટરના પાણીને ડીસ્ટીલ્ડ કરીને, તેમા ગુલાબજળ નાખવાથી તે પાણી સુગંધિત બની જાય છે.

મનને સાંધવાનું છે, વશ કરવાનું છે, મનને વાળી નાંખવાનું છે, જીતવાનું છે. શીલગુણસૂરિને રૂપસુંદરી (વનરાજની માતા) કહે છે કે "મેં કદી પાણીનો પ્યાલો ભર્યો ન હતો, આજે હું લાકડાના ભારા ઉપાડી ચાલી શકું છું." આ છે મન પર વિજય.



# ૪૩ ✲ પ્રેમ

મારો આત્મા છે, તેવો જ આત્મા જગતના પ્રાણીઓમા રહેલો છે મને સુખ ગમે છે, અને દુખ ગમતુ નથી, તેમ જગતના સર્વ પ્રાણીઓને સુખ ગમે છે

ખરાબ કામ કરનારને વખોડી નથી નાખવાનો, પણ પ્રેમથી તેને સુમાર્ગે વાળવાનો છે આપણે કોઈવાર ખરાબ વાતાવરણમા મૂકાઈ જઈએ છીએ, ત્યારે ન કરવાનુ કરી બેસીએ છીએ તેથી આપણા પાપને ધોનાર પ્રભુની વાણી અને મ તના આશીર્વાદ છે

પ્રભુ પાસે તો વેશ્યા, ચોર, વ્યભિચારી, દારૂડિયો આવે, પણ પ્રભુ તેનો તિરસ્કાર નથી કરતા, પણ પ્રભુ તેમને શુભ તત્ત્વોમા પ્રેમથી જોડી દે છે, તેમને પલટાવી દે છે પ્રભુ પાસે તો કરુણાનુ ઝરણુ વહ્યા જ કરતુ હોય છે, તેથી આખુ જગત સુખી બને, કર્મથી મુક્ત બને અને મોક્ષના અન ત સુખો મળી જાય તેના માટે જ સર્વ સાધના કરે છે



# ૪૪ ☼ નયની વિશિષ્ટતા

એક નયથી માપે તેને મિથ્યાત્વ કહેવામાં આવે છે, અને અનેક નયથી માપે તેને સમ્યક્ત્વ કહેવામાં આવે છે. બધા નયો ભેગા થાય ત્યારે પ્રમાણ બને છે. જેવી જેની પ્રકૃતિ હોય તેવી પ્રકૃતિવાળો માણસ તેને ગમે છે. માટે જીવન એક મેળો છે. તેમાં બધાની રુચિની દુકાન ચાલે છે.

નયવાદના બે ભાગ છે: દ્વૈત અને અદ્વૈત. દ્વૈત એટલા બધા આત્મા જુદા છે, અને અદ્વૈત એટલે બધાના આત્મા સમાન છે. નય કુલ સાત છે, તેમાં ચાર દ્રવ્યાર્થી છે ને ત્રણ પર્યાયી છે.

પર્યાય સમજે છે કે બધાને એક સરખું જ્ઞાન થઈ શકે છે, બધા જ આત્મા મોક્ષે જઈ શકે છે, દ્રવ્યાર્થી સમજે છે કે નયથી બધું એક છે, પર્યાયથી બધું ભિન્ન છે. પર્યાયને ભાંગી નાખવામાં આવે ત્યારે દ્રવ્યાર્થી બને છે. દ્રવ્ય ખાંડ છે, પર્યાયો આકાર છે.

દ્રવ્ય આનંદમય છે, અને પર્યાયમાં સુખ, દુઃખ ધનવાન, ગરીબી છે. દ્રવ્ય નષ્ટ થતું નથી. પર્યાય બદલાય છે.



# ૪૫ ✲ ત્યાગ

ત્યાગમા જેમ જેમ જ્ઞાનનો રગ પૂરાવા માડે, તેમ તેમ ત્યાગનો રગ વધારે પાકો બનતો જાય છે ત્યાગ અને સાદાઈ એ આપણો આનદ છે અને દરેક વસ્તુ સમજીને કરવાથી આનદ પ્રાપ્ત થાય છે "હુ એક છુ" આ શબ્દો મમત્વને દૂર કરવા માટે છે, દીનતા લાવવા માટે નથી, મોહને દૂર કરવા માટે છે

જેની પાસે કાઈ નથી, તેની ( સાધુની ) પાસે સર્વસ્વ છે જેની પાસે બધુ જ છે, તેની ( સસારીની) પાસે કઈ નથી, એક આત્મિકવાદ છે, બીજો ભૌતિકવાદ છે અહી થી જઈશુ ત્યારે આત્મકમાણી જ સાથે આવવાની છે, ભૌતિક વસ્તુઓ બધી જ અહી મૂકીને જવાનુ છે માટે જે સાથે આવવાની હોય તેવી કમાણી અત્યારે કરી લેવાની છે તેથી સાધુ ક્ષણેક્ષણ જ્ઞાનની સાધના જ કરે છે



# ૪૬ ✡ મુક્તિ

ઉત્તમને મેળવવા માટે હલકી વસ્તુને છોડવી પડે છે. ત્યાગી છોડે છે તેના કરતાં અનંતગણું મેળવે છે. આસક્તિ છે, એટલે સંસાર મીઠો લાગે છે. મમત્વ જો નીકળી જાય તો સંસારનું સ્વરૂપ સમજાઈ જાય છે અને આખા વિશ્વમાં આત્મીયતાનો ભાવ જ લાગે છે. આસક્તિમાં અનંત દુઃખ છે અને અનાસક્તિમાં અનંત સુખ છે. મોક્ષ એટલે જ મુક્તિ. માટે આસક્તિ, વિચાર. વિકલ્પ, વાસના અને કર્મથી મુક્ત બનવાનું છે.

બે ચોબાઓને મથુરાથી દૂર જવું હતું, પણ ભાંગના નશાને કારણે નૌકાનું લંગર છોડવાનું ભૂલી ગયા અને આખી રાત હલેસાં માર્યાં અને નૌકા ત્યાંની ત્યાં જ ગઈ રહી મમત્વના દોરડાને છોડીશું, ત્યારે જ મુક્ત બની જઈશું.

> ઘરમાં જો સ્વામીભાઈ ન જમે તો તે ઘર સ્વર્ગ નહીં, પણ ધર્મશાળા સમાન છે.



# ૪૭ ☼ વાસના

વ્યમનો ઇન્દ્રિયોને આપશો, તેટલી ઇન્દ્રિયો વધારે તોફાન કરશે ભવની વાસનાનો ત્યાગ એટલે જ મોક્ષની પ્રાપ્તિ છે જ્યોતનો સ્વભાવ તો ઉપર જવાનો છે, તેવો જ સ્વભાવ આત્માનો છે ઇન્દ્રિયોને ત્યાગ, તપ ને સયમથી જીતવાની છે ભવમા રાચવુ એ આત્માનો સ્વભાવ નથી આત્માનો સ્વભાવ તો ભવનો વિરહ છે, માટે ભવની વાસનાને જેર કરવાની છે

વિષયોના પાપથી ઇન્દ્રિયો આત્માને દોરડાની જેમ બાધી દે છે, જેથી આત્મા મુક્ત બનતો નથી સિહને પણ જો બાધી દેવામા આવે તો તે પણ ગુલામ થઈ જાય છે, પરવશ બની જાય છે, તેમ વાસનાથી, વિકારથી, વિષયોથી, વિકલ્પથી આત્મા બધાઈ જાય છે

આત્માને પરમાત્મા બનાવવાની જ્યા ઇચ્છા થઈ, ત્યા જીવન બદલાતુ જશે અને ત્યાગ, સયમ, અપરિગ્રહ, મૈત્રી, પ્રેમ, ક્ષમા, એવા અનત ગુણો આવતા જશે



# ૫૦ ☼ મોહમદિરા

મલિન સંકલ્પવિકલ્પ રૂપ મદિરાના પાત્ર વડે મોહ-મદિરાનું યથેચ્છ પાન કરી મત્ત બનેલા જીવો વિવિધ પ્રકારની કુચેષ્ટાઓ કરીને ચાર ગતિમા ભટક્યા કરે છે, પરંતુ નકામા મલિન સંકલ્પ વિકલ્પો તજી. રાગ-દ્વેષ દૂર કરી, તેને મોહવશ નહિ બનતાં જેઓ સદ્‌વિવેક યોગથી સંયમિત રહે છે, તેઓ ચારિત્ર વડે અન્યજનોને પણ અનુકરણ કરવા યોગ્ય બની અંતે અક્ષય અને અવિનાશી મોક્ષપદને પામે છે.

દારૂ, દારૂડિયો, દારૂની પ્યાલી અને દારૂનું પીઠું-એ ચાર છે, તેમ સંસાર પીઠા જેવો છે, મોહ રૂપી દારૂ વિકલ્પ-વિચારરૂપી પ્યાલીમા ભરીને આપણે પીધા જ કરીએ છીએ. "મારૂં સારૂં, તારૂં ખરાબ" આ ભ્રમણાથી જ આપણે સંસારમાં ભમ્યા કરીએ છીએ. દારૂ પીધા પછી માણસ ચેષ્ટાઓ કરે છે તેમ ભવરૂપી નાટકમાં પ્રપંચ તે કર્યા જ કરે છે. હસતાં હસતાં બાંધેલાં કર્મો રડતાં રડતાં પણ છૂટતાં નથી. મોહરૂપી દારૂ આત્માને દુર્ગતિમાં લઈ જાય છે.



# ૫.૧ ✲ શ્રુતજ્ઞાન

સ્ફટિક પથ્થર પર ધૂળ લાગેલી હોય ત્યારે તેનુ પારદર્શકપણુ જાણી શકાતુ નથી, પણ તે શુદ્ધ થયા પછી તેની કિમત અમૂલ્ય બની જાય છે આ આત્મા આઠ કર્મના પડથી ઘેરાયેલો છે તેથી તે સ સારમા રખડે છે

આત્માનો ગુણ જ્ઞાનનો છે જેમ જેમ જ્ઞાન આવતુ જાય છે, તેમ તેમ આત્મા શુદ્ધ બનતો જાય છે જ્ઞાનથી આત્માનો વિચાર કરવાનો છે પોતાને અને પરને પ્રકાશિત કરતુ હોય તો તે જ્ઞાન જ છે

શ્રુતજ્ઞાન બોલતુ છે અને કેવળજ્ઞાન મૂ ગુ છે કેવળજ્ઞાનને બતાવનાર શ્રુતજ્ઞાન છે

સ સારને પાર કરાવનાર શ્રુતજ્ઞાન છે આ આત્મા જ્યારે મુક્ત બની જાય છે, ત્યારે તે સુખી થઈ જાય છે ત્રિપૃષ્ઠ વાસુદેવનો ક્રોધ પાતળો થતા તે ભગવાન બની જાય છે અને વીર પ્રભુના કાનમા જ્યારે ખીલા મારવામા આવે છે, ત્યારે પ્રભુ વિચારે છે કે અજ્ઞાનથી કરેલુ કર્મ જ્ઞાનથી ભોગવવાનુ છે અ ધારામા વાળેલી ગાઠને પ્રકાશમા છોડવાની છે



# ૫.૨ ✲ શ્રી ગણેશ

શ્રી ગણેશાયનમ: તે ગણેશનું ઉદર મોટું છે. તે બતાવે છે કે જે ગણના સ્વામી છે, સમુદાયના લીડર છે દેશના નેતા છે, જેમને વડીલ બનવું છે, નેતા બનવું છે, તેમનું પેટ દુનિયાની વાતને પચાવી શકે તેવું વિશાળ, દરિયા જેવું મોટું હોવું જોઈએ.

ગણેશની આંખો ઝીણી છે, એટલે જે ગણનો ઉપરી છે, તેની દૃષ્ટિ સૂક્ષ્મ હોવી જોઈએ. દરેક વાતને ઝીણી નજરથી જોવી. તેથી વસ્તુમાં રહેલ રહસ્ય સમજાય છે. અને આત્માની વિચારણા થાય છે. આત્મા ને પરમાત્માનો વિચાર કરવા માટે સૂક્ષ્મ દૃષ્ટિની જરૂર છે.

ગણેશના કાન મોટા છે, એટલે કે જે દેશનો મોટો માણસ હોય—સમાજ કે કુટુંબનો વડો હોય તેના કાન મોટા જોઈએ, તે બધાની વાત સાંભળે અને યોગ્ય અપનાવે.

ગણેશનું નાક લાંબુ છે. એટલે કે ચારે બાજુ સુંધી

સુધીને મારૂ અપનાવવુ જોઈએ મોટા માણસ સારી વાત રાખે ને ખરાબ ફેકી દે

ગણેશ મોટા ને વાહન નાનુ ! ઉદર નાનો છે મોટા માણસનો સેક્રેટરી નાનો હોય, ચારે બાજુથી નાની નાની વાત પણ લઈ આવે બીજુ મોટા માણસે નાનામા નાનાને સ્થાન આપવુ, તેનુ માન જાળવવુ જોઈએ, તેમજ નાનામા પણ સદ્દગુણો રહેલા છે, તે અપનાવવા જોઈએ

સદ્દગુણનુ પ્રતિક ગણેશ છે



પ્રભુની પાસે તો માત્ર પ્રકાશની જ માગણી કરીને આપણા માર્ગમા આગળ વધ્યા જ કરવાનુ છે રાજ્ય છોડયા પછી એક દિવસ ભર્તૃહરિ ગોદડી સીવતા હતા, ત્યારે સોય દોરામાથી નીકળી ગઈ, ત્યારે રાત પડી ગઈ હતી, તેથી સોયમા દોરો પરોવી ન શકયા ત્યારે લક્ષ્મી દેવીએ રેશમી ગોદડી આપી, તો ભર્તૃહરિએ તે લેવાની ના પાડી, ત્યારે દેવીએ વરદાન માગવાનુ કહ્યુ એટલે ભર્તૃહરિએ સોયમા દોરો પરોવવાની માગણી કરી



# ૫૩ ✲ પંડિતમરણ

મૃત્યુનો ભય નીકળી જાય અને મૃત્યુ માટેની તૈયારી કરીને મરે તે પંડિતમરણ કહેવાય. જીવનમાં કમાણી એવી કરવાની છે, કે મૃત્યુ અમર બની જાય. પૈસા માટે જિંદગી વેચવાની નથી. આ મનુષ્યભવ વિશિષ્ટ પ્રાપ્તિ માટે જ મળ્યો છે. તે ધાવ માતા સમાન છે, ધાવમાતા બાળકને રમાડે છે, પણ અંતરથી ન્યારી રહે છે, કારણકે બાળક પારકું છે.

આ જીવનનું બધું ધનદોલત, બંગલા, કુટુંબપરિવાર મૂકીને જવાનું છે; જન્મ લેવો તે આપણા હાથમા નથી. પણ જવું આપણા હાથમાં છે. કોઈના શાપથી કે આશીર્વાદથી આપણું જીવન ટૂંકું થતું નથી, તેમ જ લંબાતું નથી, પણ આયુષ્ય બાંધેલું હોય તેટલું ભોગવવાનું છે.

પંડિતમરણવાળાને મૃત્યુ વખતે શાંતિ અને સુખ દૂર થતા નથી. તેઓએ પાંચે ઇન્દ્રિયોને પોતાના કાબુમાં રાખી મળેલ સાધનોનો ઉપયોગ લોકકલ્યાણમાં કરેલ હોય છે. પંડિતમરણ થયા પછી ભવના ફેરા મટી જાય છે.



# ૫.૪ ☼ સત સમાગમ

મનુષ્યનો સ્વભાવ પણ અનાદિકાળથી સંસારમાં લાગી ગયો છે, ઠંડીમાં જેટલી વાર ગરમ કપડાં પહેરશો, તેટલી જ વાર ઠંડી ઊડી જવાની, પણ જેવા ગરમ કપડાં ઉતાર્યાં કે તરત જ ઠંડી લાગવાની તેવી રીતે શ્રવણ કરતાં કે સ્વાધ્યાય કરતાં શુભ વિચાર આવે, પણ જ્યાં સંસારની પ્રવૃત્તિમાં પડયા કે શુભ વિચાર ચાલ્યા જવાના માટે જીવનની છેલ્લી ઘડી સુધી પ્રભુની વાણીને સાંભળવાની છે

સરોવરને કિનારે ઉનાળામાં શીતળતા મળે છે, તેમ સંતના સાનિધ્યમાં શાંતિ ને સુખ શાશ્વત્ મળે છે

કોઈ આપણને ગાળ દે તોપણ આપણે વાત કહેવાનું છે, એટલે સામો માણસ થાકી જશે એકવાર એક પ્રીસ્ટ (ધર્મગુરુ) ને થયું કે લોકો મને ચાહતા નથી અને આ સંસારી પેરિક્યુલસને કેમ ચાહે છે?

કારણ એ હતું કે પરિક્યુલસ પોતાના હૃદયના વિચારો લખતો અને તે લખાણો લોકોને ખૂબ જ ગમતા

એક વાર પ્રીસ્ટ- પેરિક્યુલસને ત્યાં લડવા ગયો

સાંજ સુધી સંભળાવ્યું, પણ પેરિક્યુલસ એક શબ્દ પણ ન બોલ્યો, તેથી પ્રીસ્ટ થાકી ગયો. પેરિક્યુલસ લખતો હતો, તે તો લખ્યા જ કરે છે: આપણે ખરાબ ન હોઈએ પછી ખરાબની નિંદા શા માટે સાંભળવી જોઈએ?

અગ્નિની અભિવૃદ્ધિ લાકડાં કે તણખલાં હોય ત્યાં જ થાય છે, નહિતર અગ્નિ બૂઝાઈ જાય છે. પેરિક્યુલસે તેને ઠંડું પાણી પાયું અને પોતાના દિકરાને દીવો લઈને તેના મુકામે મૂકવા જવા કહ્યું, પણ પ્રીસ્ટે હવે ત્યાંથી જવાની ના પાડી. પ્રીસ્ટે પૂછ્યું: તમે એવું કયું તત્ત્વ મેળવ્યું છે કે મારી ત્રણ કલાક ગાળો તમે આટલા શાંત રહીને પણ સાંભળ્યા કરી?"

ત્યારપછી તેનો જવાબ સાંભળીને પ્રીસ્ટે કહ્યું: "મને હવે મારા આત્માની જાણ થઈ છે."

પારસમણિનો સ્પર્શ થતાં લોખંડ સુવર્ણ બની જાય છે, તેમ સંતના સમાગમથી આપણું જીવન સુવર્ણમય બની જાય છે.



મનન, ચિંતન અને ધ્યાનમાં-મૌનમાં રહેનાર સાચા મુનિ છે. નિજ સ્વભાવમાં રમનાર તે મુનિ છે.



# ૫૫. ☼ નિર્ભયતા

પોતાનુ માંસ જગતમા મોઘામા મોઘી વસ્તુ છે અને પારકાનુ માંસ જગતમા સસ્તામા સસ્તી વસ્તુ છે જગતમા આપણને પારકાના જીવનની કંઈ જ કિંમત નથી એટલે કે આપણને અહિંસાની કશી કિંમત સમજાઈ નથી કોઈના જીવનના ભોગે આપણે જીવવુ પડતુ હોય તો તેના કરતા મોત સારૂ બીજાના પ્રાણ લેતા આપણને બહુ જ દુખ થવુ જોઈએ આપણે ભય-વેરમાથી મુક્ત થવાનુ છે

જે માણસ હિંસક છે, તેને જ ભય છે અહિંસક તો નિર્ભય છે માણસ નબળો નથી, તેની વૃત્તિઓ તેને નબળી બનાવે છે દોષ હોય તો જ માણસ નબળો પડી જાય છે દોષ વગરના બનો ઇન્દ્રિયો પર કાબુ રાખો, તો તમે નિર્ભય બની જશો પરના આત્માને તારા જેવો જ માનવાનો છે



બીજાએ બુરૂ કર્યું હોય તેને યાદ ન કરો



## ૫૬ ☼ પસંદગી

આપણે નિગોદમાં જવું છે કે સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત કરવી છે?

પ્રભુએ તે માર્ગ બતાવ્યો છે.

આપણે પ્રવાસી છીએ, રહેવાસી નથી. નિગોદમાંથી વિકાસ કરતાં કરતાં આજે મનુષ્ય બન્યા છીએ. તેમ હવે વિકાસ કરતાં કરતાં સિદ્ધ બનવાનું છે.

આપણે અર્ધભાગમાં તો આવી ગયા છીએ. હે ચેતન! અડધો રસ્તો કાપી નાખ, તું અનંત જ્ઞાનનો સ્વામી છે.

'ચેતન, તું પસ્તીનો વેપારી નથી. કષાયો–વિષયો પસ્તી જેવા છે. તું તો રત્નોનો માલિક છું, સર્વ સદ્-ગુણોનો સ્વામી છું.'

કામ, ક્રોધ, માન, લોભ, માયા વગેરે પસ્તી જેવા છે, ત્યાગ, સમતા, સંતોષ નમ્રતા, સરળતા વગેરે રત્નો જેવા છે,

*



# ૫૭ ☆ સાધન અને સાધ્ય

જેને વિભૂતિ બનવુ છે, તેને પહેલા આત્માની અનુભૂતિ કરવી પડશે જેનાથી શરીર ચાલે છે, તે આત્માનો જ વિચાર કરવાનો છે જે આત્મ-તત્ત્વ છે, તેને મુક્ત કરવાનુ છે, કારણ કે તે આત્મા કર્મના બધનથી ચાર ગતિમા ફરી રહ્યો છે, જન્મ, જરા, મરણના દુખમા ભટકી રહ્યો છે

શરીરને ચલાવનાર (આત્મા) છે, ત્યા સુધી જ સ્નેહિઓ આપણને જાણે છે જે દેખાય છે, તેના નહી પણ જે નથી દેખાતુ, તેના જ સૌ મિત્ર છે જગતમા જે કેન્દ્રિત છે, તે દેખાતો નથી, અને જે શરીર દેખાય છે, તેને કેન્દ્રિત રાખનાર આત્મા જ છે

શરીર એ તો આત્માનુ મદિર છે, માટે શરીરને સાધન માનવાનુ છે, અને આત્માને સાધ્ય માનવાનો છે

આત્માનો સ્વભાવ તો સદ્‌ગુણોનો છે, જ્યારે અઢાર દોષો તો શરીરના છે



# ૫૮ ❀ પ્રાર્થના

એક વખત ભયંકર દુકાળ પડ્યો. તેથી ગામના લોકો પ્રાર્થના કરવા ભેગા થયા. એક વણિક પ્રાર્થનામાં નહીં આવવાથી બધા લોકો તેને પ્રાર્થનામાં આવવા બોલાવે છે, પણ પેલો વણિક પ્રાર્થનામાં જવાની ના પાડે છે, કારણકે ગામના બધા લોકોમાં દેખાવનો ધર્મ છે, પણ હૃદયનો ધર્મ નથી. તેથી ખોટા માણસની પ્રાર્થના ભગવાન સાંભળતો નથી.

ગામના લોકો ઘણી પ્રાર્થના કરે છે, છતાંય જરા પણ વરસાદ આવતો નથી. દુકાળ વધતો ગયો અને ભગવાને પ્રાર્થના સાંભળી નહીં. પછી પેલો વણિક હાથમાં ત્રાજવા લઈને ભગવાનને પ્રાર્થના કરે છે: “ત્રાજવાને મેં દેવ ગણ્યા હોય, આ ત્રાજવાથી કોઈને દુઃખી કર્યા ન હોય અને આ ત્રાજવાથી લોકોનાં દુ:ખ દૂર કર્યાં હોય તો વરસાદ પડશે અને દુકાળ જતો રહેશે.” આ પ્રાર્થના થતાં જ મુશળધાર વરસાદ પડ્યો. હૃદયમાં ધર્મ ઉતારવાનો છે, દેખાવ માટે ધર્મ નથી. ધર્મમય જીવનવાળાની પ્રાર્થનામાં સાત્વિકતા છે, ને તેથી તેઓ પ્રકૃતિના તત્ત્વો પર વિજય પ્રાપ્ત કરી શકે છે.



# ૫.૯ ☼ વ્રતપાલન

વ્રત લો અને પછી અમલમાં ન મૂકો, તો તેની કાંઈ કિંમત નથી. વ્રતો લેવામાં તગડા છીએ, અને પાળવામાં નબળા છીએ. એક વ્રત બરાબર પાળજો, તો બીજાં ઘણાં વ્રતો તેની પાછળ ખેંચાઈને આવશે.

એક ચોરે જૂઠું ન બોલવાનું વ્રત લીધું. ચોરી કરવા જતાં સિપાઈએ પૂછ્યું તો તેણે તેને સાચું કહ્યું. તેણે ચોરી કરી ને તે પકડાયો. તો રાજાને તેણે બધું સત્ય કહ્યું. રાજાએ પૂછ્યું, 'તું ચોર છે, તો ચોર તરીકે તું કેમ તારી જાતને ઓળખાવે છે?" ચોરે જવાબ આપ્યો: "ચોરી કરવી એ મારો ધંધો છે અને જૂઠું ન બોલવાની આધા છે." આ એક સાચા બોલવાનું વ્રત પાળવાથી રાજા તેને સેનાપતિપદે મૂકે છે. એક વ્રતનું પણ સાંગોપાંગ પાલન થાય તો જીવન ઉજ્જ્વળ બની જાય.

વ્રત લે, પણ ભાવના ન હોય તો વ્રત નકામું બની જાય છે. દિવાસળી નકામી નથી, પણ હવા ન હોય તો પવનથી દિવાસળી ઓલવાઈ જાય છે. દિવાની આસપાસ ચીમની રાખવી પડે છે. ભાવના એ વ્રતોનો ચીમની છે.



## ૯૦ ☼ ટકોર

શ્રેણિક શાલિભદ્રને ત્યાં જાય છે, ત્યારે શાલિભદ્રને ખબર પડી કે મારા માથે પણ કોઈ ધણી છે. આજ સુધી તે માનતા કે મારે માથે કોઈ ધણી નથી. તેમને થયું કે મારે તો હવે ધણી જ ન જોઈએ, અને તેઓ પ્રભુને ચરણે બેસી ગયા.

શાલિભદ્રની રિદ્ધિ સિદ્ધિ જોઈને શ્રેણિકને ઈર્ષા થતી નથી, કારણ કે તેણે પ્રભુની વાણી સાંભળેલી કે જે કાંઈ મળે છે, તે પુણ્યથી મળે છે. સત્તાનું પુણ્ય મારે છે, તો ભોગનું સુખ શાલિભદ્રને છે.

ચંદનબાળા અને મૃગાવતી પ્રભુવીરની વાણી સાંભળવા ગયા. ચંદનબાળા સમયસર ઉપાશ્રયે આવ્યા. મૃગાવતીને આવતાં વાર થઈ. ત્યારે ચંદનબાળાએ કહ્યું : ખાનદાનને આટલું મોડું આવવું શોભતું નથી."

બસ, પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપનાં અશ્રુ વહેવા લાગ્યાં ને પશ્ચાત્તાપના નિર્મળ જળમાં નાહી મૃગાવતી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે. આની જાણ થતાં ગુરુણી ચંદન-

બાળા મનોમન પશ્ચાત્તાપ કરે છે કે મે કેવળીની આશાતના કરી ! તેથી તેમણે મૃગાવતીની માફી માગી ને આપેલા સૌમ્ય ઠપકાને ભૂલ સમજીને પશ્ચાત્તાપના ખળખળ કરતા નીર વહ્યા ને ચંદનબાળાએ કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું

પશ્ચાત્તાપની પરાકાષ્ઠા પરમપદની પ્રાપ્તિ કરાવે છે પ્રાયશ્ચિત કરી દૃઢ પ્રહારી જેવા ભયંકર ચોર તથા અર્જુન માળી જેવા નરાધમ રાક્ષસ જેવા પાપી આત્માએ પણ તે જ ભવમા મુક્તિ પ્રાપ્ત કરી



દર્શનથી શ્રદ્ધા, જ્ઞાનથી જાણીને ચારિત્રથી માણી ચારિત્રમા જે મેળવીએ તે સાથે આવે છે જ્યારે સંસારમા જે મેળવીએ તે કંઈ પણ સાથે આવતુ નથી ચારિત્ર એટલે સંસાર છોડવો એટલુ જ નહી પણ અશુભ ક્રિયાનો ત્યાગ, ને શુભ ક્રિયાનો રાગ કરવાનો છે ચારિત્રમા અર્થ ને કામની વાતોનો ત્યાગ કરવાનો છે લગ્ન થાય ત્યારે વાસક્ષેપ જરૂર નાખવામા આવે છે, પણ તે વાસક્ષેપમા 'ધર્મ આપણા જીવનમા ટકી રહે' તે આશા હોય છે



## ૬૧ ☀ ચૌદ સ્વપ્ન ને તેનું ફળ

૧. ચાર દંતુશુળવાળો હાથી—એટલે ચાર પ્રકારના ધર્મ—દાન, શીલ, તપ, ભાવયુક્ત બાળક થશે.

૨. વૃષભ—ધર્મ રૂપી બીજ વાવીને ખેતી કરશે.

૩. સિંહ—કામરૂપી હાથીને મારવામાં સમર્થ થશે.

૪. લક્ષ્મી—સંપત્તિનું વર્ષીદાન કરશે.

૫. ફૂલની માળા—ત્રણે ભુવનમાં ફૂલ જેમ પૂજાશે.

૬. ચંદ્ર—પુત્રની કાંતિ ચંદ્ર સમાન થશે.

૭. સૂર્ય—ભામંડળથી શોભશે.

૮. ધ્વજ—ત્રણ ભુવનમાં ધર્મધજા ફરકાવનાર થશે.

૯. કળશ—ધર્મકળશ ચોતરફ ચઢાવશે.

૧૦. સરોવર—દેવો પૂજા કરશે.

૧૧. રત્નાકર—કેવળજ્ઞાની થશે.

૧૨. વિમાન—વૈમાનિક દેવો પૂજા કરશે.

૧૩. ત્રણ ગઢ—રજત, સુવર્ણ ને રત્નના ગઢ—સમવસરણમાં બિરાજમાન થશે.

૧૪. અગ્નિની જવાળા—ત્રણ લોકને શુદ્ધ પવિત્ર બનાવશે.



## ૬૨ ☼ ત્યાજ્ય જ્ઞાન

મરતી વખતે ઝવેરી કહી ગયો કે 'દીકરા, બને ત્યા સુધી તુ કોઈની સામે હાથ માડતો નહી, જ્યારે ખૂબ દુ ખ આવે, ત્યારે તિજોરીમા પડેલા હીરાને વેચી નાખજે" દુ ખના ઝાડ ઉગ્યા પહેલા દિકરો પિતાના મિત્રને ત્યા હીરા વેચવા ગયો, ત્યારે મિત્રે ના પાડી, અને થોડા પૈસા આપી ઘેર મોકલ્યો પછી તે છોકરાને પોતાની દુકાને નોકરીમા રાખ્યો અને તે ધધામા ખૂબ જ કુશળ થઈ ગયો પછી તેને હીરા વેચવાનો વિચાર આવતા, તિજોરીમાથી હીરા કાઢયા હવે તે હીરા પારખવામા કુશળ થઈ ગયો હતો, એટલે તેણે હીરા જોયા તો તે માત્ર કાચના કટકા હતા ઈજ્જત બચાવવા માટે તેના પિતાએ આમ કર્યુ હતુ

આમ આપણા ગુરુઓ શુદ્ધ–અશુદ્ધનો વિવેક આપે છે સાચા–ખોટાને, છોડવા લાયક અને ગ્રહણ કરવા લાયક શુ છે, તેનો ખ્યાલ આપે છે

"છોડો તેના કરતા છોડવા લાયકનુ જ્ઞાન આપવુ વધારે જરૂરી છે"



# ૬૩ ☼ લાયકાત

જ્યારે આપણે કોઈને ઉપદેશ દેવા જઈએ, ત્યારે પહેલાં આપણામાં શુભ ભાવના હોવી જોઈએ. શુભ ભાવનાથી બીજા પર ઉપદેશની સારી અસર થાય છે.

ગૌતમ સ્વામી અષ્ટાપદ પર્વત પરથી નીચે આવ્યા, ત્યારે ઘણા તાપસોને અક્ષયલબ્ધિ વડે ખીરનું પારણું કરાવે છે. તે ખીર ખાઈને પાંચસો તાપસોને કેવળજ્ઞાન થાય છે. ગૌતમ સ્વામી શુભ ભાવથી બીજા પાસે જતા.

બીજાને સુધારવા હોય તો તેની પાસે જઈને બોધ આપવો જોઈએ. દૂરના બોધની કોઈ અસર થતી નથી. જ્ઞાનથી, સમજણથી અને વિચારોની આપલેથી મનુષ્યમાં બોધ ઉતરે છે. દુનિયામાં સમજણા માણસો અશક્યતામાથી શક્યતા પ્રાપ્ત કરે છે.

ભગવાન મહાવીરે કહ્યું છે કે 'તમારામાં અને મારામાં શો ફેર છે? મારામા જે હતું તેનો મેં બરાબર ઉપયોગ કર્યો, તેમ તમે તેનો ઉપયોગ કરતા નથી જે બનવું હોય તે બની શકાય છે, માત્ર મન, વચન અને કાયાની લાયકાત મેળવવી પડે છે.'



## ૬૪ ☼ સમક્તિ દૃષ્ટિ

શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મને ભૂલી જઈએ અને આત્માને ભૂલી માત્ર જડનો વિચાર કરીએ તે મિથ્યાદૃષ્ટિ છે મિથ્યાદૃષ્ટિની ધર્મ કરવાની વૃત્તિ માત્ર જડ પદાર્થ મેળવવા માટે જ છે કેટલાક આત્માઓ સમક્તિ પામીને પાછુ ગૂમાવી દે છે અને જડ પદાર્થમા પડી જાય છે સંધ્યા સમયે થોડુ અજવાળુ ને થોડુ અંધારુ હોય તેમ પહેલા સમ્યક્ત્વ આવ્યા પછી મિથ્યાત્વ આવે તેની ળગાળગ છે સમક્તિ જીવનમા આવીને ચાલ્યુ જાય છે પુદ્ગલમાથી પુદ્ગલની બુદ્ધિ જાય અને આત્માની બુદ્ધિ પ્રગટે અને ચૈતન્યનો પ્રકાશ પડે તેને ચોથુ ગુણસ્થાન કહે છે સમક્તિ આત્મા કદી દુઃખથી ગભરાતો નથી જ્યારે દુઃખ પડે, ત્યારે મનમા વિચારે છે કે મે દુઃખના બીજ વાવ્યા છે, તો દુઃખના ફળ હુ ભોગવુ છુ આવેલા દુઃખ તે સમતાથી ભોગવે છે આર્ત્તધ્યાનથી નવુ દુઃખ ઊભુ નથી કરતો

સદ્ગુણો આવી જાય અને ઈલકાબો મળે તો વાંધો નથી, પણ સદ્ગુણો ન આવે અને ઈલકાબો મળે તો

ખોટું છે. સમક્તિ જીવને સદ્ગુણો જોઈને આનંદ થાય અને તે મેળવવા ત્યાં દોડે છે.

સમક્તિ મનુષ્ય પોતાના અવગુણને ઉઘાડે છે. અને સદ્ગુણને ઢાંકી દે છે અને બીજાના અવગુણને ઢાંકે છે, અને સદ્ગુણને ઉઘાડે છે. પોતે સદ્ગુણને જીવનમાં ઉતારે છે અને દુર્ગુણોને ફેંકી દે છે. સમ્યક્ત્વ આત્મા સુખ નથી માગતો. દુઃખને જ માગે છે.

ગાડી ચઢાણ ચઢતી હોય ત્યારે અકસ્માત થતો નથી. ઉતરતી વખતે અકસ્માત સર્જે છે. દુખમાં પડવાનો ભય નથી, સુખમાં જ પડવાનો ભય છે.



માંગીને પૈસા લેવા તે પૈસા છે. અને હૃદયના ભાવથી જે પૈસા આપે છે, તે દાન બની જાય છે. દાન એક સુવાસ છે અને તે સુવાસ હૃદયમાંથી આવે છે સાધુનું જીવન સુવાસથી ભરેલ છે. તે પરોપકાર કરે છે. પૈસો તો આપણને છોડી જવાનો છે. પૈસો લેવા માટે નહીં, દેવા માટે મળેલો છે.



# ૬૫. ✲ ખેતી

શરીર ટકે છે ખોરાકથી, તેમ આત્મા ટકે છે ધર્મથી દુનિયામા કરવા લાયક શુ અને છોડવા લાયક શુ છે તેનો ખ્યાલ ધર્મથી આવે છે માનવીની ધરતી ખેડયા વગરની પડી રહી છે તેમા ધર્મરૂપી મોતીની ખેતી કરવાની છે ચોમાસાની શરૂઆતમા ખેતી કરીએ તો ચોમાસુ પૂરુ થતા આપણુ મન લીલુ છમ ખેતર બની જશે આપણા અ તરને ઉકરડો નહી, પણ સુવાસિત પુષ્પ જેવુ બનાવવાનુ છે મહાપુરુષોના ગ્રંથો મોતીસમ પ્રેરણા આપી જાય છે આવતી કાલનો વારસદાર સમાજ આપણી કરેલી ખેતી પર જ ઊભો રહેવાનો છે

ખેડૂત પહેલા જમીનને ખેડીને પોચી બનાવે છે, તેમ આપણા આત્માને માનવતાથી, કરુણાથી, દયાથી, વાત્સલ્યથી પોચો બનાવવાનો છે માનવ માનવ વચ્ચે સહાયક બનવાનુ છે, નહી કે દુશ્મન બનવાનુ કીડી મધમાખી, ઉધઈ જ તુ હોવા છતા એક બીજાને સહાયક બને છે



# ૬૬ ☼ ભાવના

ભાવના ભવ તારિણી છે. જ્યાં ભાવના છે. ત્યાં ભવ્યતા ને દિવ્યતા છે.

શાલિભદ્રે પૂર્વ જન્મમાં માત્ર ખીર અસીમ ભાવ-પૂર્વક સાધુને વહોરાવી હતી, તો બીજા ભવમાં અઢળક રિદ્ધિસિદ્ધિ પામ્યા.

કુમારપાળે હૃદયની સુંદર નિર્મળ ભાવનાથી પોતાની પાંચ કોડીનાં ફૂલ પ્રભુને ચઢાવ્યાં અને અઢાર દેશના રાજા બન્યા.

અંતરના ઉલ્લાસથી જ કંઈ પણ કામ કરવાથી કામ સુંદર બની જાય છે. ભાવનાથી કામ હલકું થઈ જાય છે. ભાવના માટે કામ કરવાનું છે, બદલા માટે નહીં, કાર્ય પાછળ સંગીત જોઈએ. માતા પોતાના પુત્ર પાસે કદી પ્રમાણપત્ર માગતી નથી. તમારૂં કોઈ ન હોય છતાં જો ભાવના જીવનમાં હશે તો જગત તમારૂં બની જશે.

દાન, શીલ, તપ, ભાવ–આ ચાર પ્રકારના ધર્મથી આત્માનું જ્ઞાન થશે. ઋષભદેવના પ્રથમ ભવ નયસારના

ભવમા પહેલો ભાવ દાનનો થયો હતો "કોઈને જમાડીને જમુ" એવી અતિથિસત્કાર કરવાની નયસારને ભાવના થઈ હતી મોક્ષનુ બીજ એટલે દાન શુદ્ધ ભાવનાથી સુપાત્રે દાન દેવાથી આત્મા ધીરે ધીરે આગળ વધી નિર્વાણુ પ્રાપ્ત કરે છે

નયસારે ભૂલા પડેલા મુનિઓને માર્ગ બતાવ્યો, ત્યારે ગુરુએ તેને ભવ અટવીનો માર્ગ બતાવ્યો અને નવકાર મ ત્ર આપ્યો ધનનુ દાન કરવાથી પરિગ્રહથી મુક્ત થઈ શકાય છે, મૂર્છાનો ત્યાગ થાય છે



'આ જીવનનો હેતુ શો છે?' તે વિચારમાત્ર મનુષ્યને જ આવે છે, તિર્યંચ કદી આવા વિચાર કરી શકતા નથી તેને આત્માનો વિચાર આવતો નથી મનુષ્ય તો ખાવાપીવાનુ મળે, પણ છતા આત્માનો વિચાર કરે છે તે જાણે છે અહી યા તો મળેલાને છોડવાનુ છે મનોરથ કદી પૂરાતા જ નથી માટે પહેલેથી મળેલુ છોડી દઈએ તેમા જ સુખ છે



# ૬૭ ✲ પુણ્યાઈ

લશ્કરને 'શ્રેણી'માં વ્યવસ્થિત ગોઠવી શકતા હતા, તેથી બિંબિસારનું નામ શ્રેણિક પડ્યું. આવા મહાન મહારાજા શ્રેણિકને—મગધના માલિકને પોતાનો દીકરો કોરડા મારે છે, ત્યારે ચેલણા કહે છે કે 'સ્વામી, તમારી આ દશા !'

ત્યારે સમ્યક્ત્વ પામેલા શ્રેણિક કહે છે કે "ગયા જન્મમાં મેં તેને દુઃખી કર્યો હશે, માટે જ આ ભવમાં મને તે કોરડા મારી રહ્યો છે. માટે તે દીકરા ઉપર કરુણા લાવવાની છે."

પરલોકની પુણ્યાઈથી ધન, સંપત્તિ, હોંશિયારી આવે છે. જ્યાં પુણ્યાઈ ત્યાં લક્ષ્મી, ત્યાં સમૃદ્ધિ, ત્યાં સગવડતા ને ત્યાં જ વફાદાર મિત્રો, જ્યાં પુણ્યાઈ નથી ત્યાં ઇચ્છા હોય તોપણ તપ, ત્યાગ, સંયમ કરી શકાતા નથી. નારકીના જીવો પારાવાર યાતનામાં અન્ય લેશ માત્ર વિચારી શકતા જ નથી. પશુઓ અજ્ઞાનતામાં ખૂંચેલા છે. પરંતુ જ્ઞાનના વિકાસમાં આગળ વધનાર મનુષ્ય એકલો છે. આવા મનુષ્ય ભવને ઉત્તમોત્તમ બનાવવાનો છે. તેના આત્માએ

પૂર્ણતા તરફ પ્રગતિ કરવાની છે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત આનંદ, અનંત વીર્ય દરેક આત્મામાં પડેલ છે તેને વિકસાવી, પૂર્ણતાને પામવાનું છે આ કરી શકવાને શક્તિમાન હોય તો તે મનુષ્ય છે

પુણ્યનો પ્રભાવ આત્માનું કલ્યાણ કરાવે છે અને જગતમાં કીર્તિ ફેલાવે છે અસંખ્ય કેવળીને આપણે યાદ કરતા નથી, પણ ચોવીસ તીર્થંકરોને હંમેશા યાદ કરીએ છીએ, કારણ કે તેમણે જબરજસ્ત પુણ્ય નામ કર્મ બાંધેલું હોય છે, એટલે અતિશયો ઝરી રહે છે જ્યાં સુધી મોક્ષ ન મળે ત્યાં સુધી પુણ્યની ખૂબ જરૂર છે

મોક્ષ એ ફળ છે અને પુણ્ય એ ફૂલ છે અને ફળ આવતાં ફૂલ એની મેળે જ ખરી જાય છે



જે દિવસો હાથમાં છે, તેની કમાણી કરી લેવાની છે દુઃખનો ઉદય અત્યારે જ આવી જાય તો સારું કે [illegible]-શાતાનું દેવું ચૂકવી દેવાય તેવું ઉત્તમ ન નાગને સુખ માન્યા કરતાં મોક્ષમાં સુખ માનવાથી મોક્ષ તરફ પ્રયાણ થાય છે વિપત્તિને સંપત્તિ માનો, દુઃખને સુખ માનો



# ૬૮ ☼ સમર્પણ

એક વખત બે ભાઈઓએ ખેતરની વહેંચણી કરી. મોટા ભાઈને એકે દીકરો નથી. નાનાને ચાર દીકરા છે. મોટો ભાઈ દયાળુ હતો. તેને વિચાર આવ્યો: "મારે એકે દીકરો નથી, નાના ભાઈને ચાર છે, તો દશભારા તેના ખેતરમાં નાખી દઉં." ત્યારે નાના ભાઈને વિચાર આવ્યો કે 'મારે ચાર દીકરા છે, ચારે કમાશે, પણ મોટાભાઈને ઘડપણમાં કમાનાર કોઈ નથી, માટે લાવ, દશભારા મોટાભાઈને આપી દઉં. પછી બન્ને ભાઈઓ સાથે બેસીને આ દશ ભારાનો ખુલાસો કરે છે. આથી બન્ને વચ્ચે પ્રેમ ઘણો વધી ગયો. અને વહેંચેલાં ખેતરો પાછાં ભેગાં થઈ ગયાં

ત્યાગ અને સમર્પણથી જ સંસારમાં સ્વર્ગનું સુખ મળે છે. જેટલો ત્યાગ વધારે, તેટલો સંસાર વધારે મીઠો બને છે.

નેમનાથે ઊંચો માર્ગ લીધો, તેથી રાજીમતિ પણ તેમના માર્ગે ચાલ્યા. પ્રેમની અંદર એવો ગુણ છે કે એક

વ્યક્તિ બીજાને ખાતર પોતાનો સ્વભાવ બદલી નાખે છે પ્રેમની ઉત્કૃષ્ટતા એ છે કે રાજીમતિને નેમ પર ખૂબ જ પ્રેમ હતો, તેથી સંસારનો ત્યાગ કરીને આત્માનો માર્ગ સ્વીકાર્યો

વાસનાવૃત્તિઓ ચાલી જાય તેનું નામ જ સાચો પ્રેમ પ્રેમ આત્મસ્વરૂપ જુએ છે પ્રેમ શુદ્ધ રૂપે થાય, ત્યારે આત્મકલ્યાણ વધતું જાય છે આપણું મન મમતા વગરનું બની જાય છે મમતાનો રંગ ચાલ્યો જાય, ત્યારે આત્મા હળવો બની જાય છે કર્મના ભારને ઓછો કરવાથી આનંદનો અનુભવ થાય છે

પ્રેમની અંદર ત્યાગ રહેલો છે રાજીમતિએ વૈભવનો ત્યાગ કર્યો, ને ભરયુવાનીમાં નેમને પગલે ચાલી જાય છે આત્મ-સમર્પણમાં સાચો ત્યાગ છે પ્રેમ આત્મસમર્પિત છે એમાં બદલાની આશા હોતી જ નથી



રૂપ, રસ, ગંધ અને સ્પર્શ જેના સમાન હોય તેવા સ્થાનમાં જીવ ઉત્પન્ન થાય છે અગ્નિકાયના જીવો અપ્કાયના જીવો સાથે મળતા મરી જાય છે



## ૬૯ ✲ પારસમણિ

મનને તૈયાર કરવામાં માનવીની મહત્તા છે. ભગવાન મહાવીર મહાભયંકર વનમાં આવીને તીવ્ર સાધના શરૂ કરે છે. જીવનમાં મળેલ સદ્ગુણોની કસોટી માણસે કરવાની છે ભગવાન પોતાની આત્મકસોટી કરે છે. ત્યાં પણ ક્રોધી સર્પ આવે છે તે વિષ ભરેલ આંખ પ્રભુ સન્મુખ માંડે છે તે વિષદૃષ્ટિ છે. ભગવાન મહાવીર તેના (સર્પના) જીવનનાં ઝેર ઉતારી નાખે છે.

જીવનનું ઝેર ઉતારવું અતિ દુષ્કર છે.

ભગવાનમાં પરમ પ્રકાશ હતો, પરમ તેજમય તત્ત્વ હતું, તેમને ક્રોધની કંઈ જ અસર થતી નથી. ભગવાનનાં ચરણ ઉપર ઝેરી ડંશ મારીને સર્પ દૂર ખસી જાય છે, પણ ભગવાનની કાયા તો પ્રસન્નતાથી હસતી જ હોય છે. સર્પના અજ્ઞાન ઉપર ભગવાન કરુણા વહાવે છે. ભગવાનના ચરણમાંથી લોહીને બદલે દૂધની ધારા વહે છે. તેથી તેને ખૂબ જ નવાઈ લાગે છે. જેમ માતાનો બાળક પ્રત્યેનો પ્રેમ લોહીમાંથી દૂધ બનાવે છે, તો ભગવાન

તો આખા જગતના માતાપિતા સમાન છે, તેમનામા તો જીવો પ્રત્યે તારવાની અપાર કરુણા ભરી છે, તો તેમનુ લોહી દૂધમા કેમ ન ફેરવાય ?

ભગવાન મધુર વાણીથી બોલ્યા 'ચડકોશિક, તુ હવે બૂઝ (સમજ), ચેતન, બૂઝ'

ચિંતન, મનન, ધ્યાનમાથી ઉદ્ભવેલ શબ્દો બધુ બદલાવી શકે છે

ભગવાનની વાણી સર્પના હૃદયમા સોંસરી પ્રવેશી જાય છે સર્પના ભાવ પલટાય છે ને જાતિસ્મરણ થતા પોતાનુ માથુ ભગવાનના ચરણમા નમાવીને પડી રહે છે, ને પશ્ચાત્તાપ તથા સહનશીલતા તેને સ્વર્ગ અપાવે છે

મનની કેળવણી યોગ છે વચન અને કાયાને ચલાવનાર મન છે મનની વરાળ દ્વારા જીવનનુ એંજિન ચાલ્યુ રાખ્યુ છે અસ્થિર મન સિદ્ધિ પ્રાપ્ત કરી શકતુ નથી

માણસનુ મન જ્યારે પરમાત્મામા એકાગ્ર બને, ત્યારે પાપોના ઢગલા થોડી જ વારમા નાશ પામી જાય છે યોગ પાપનો નાશ કરે છે આત્મધ્યાનના યોગ દ્વારા આત્મામા પ્રગટેલ અગ્નિ બધા કર્મોને બાળી નાખે છે યોગથી વર્તમાન જીવનને પલટાવી નખાય છે, આધિ, વ્યાધિ દૂર થાય છે યોગ એ પારસમણિ છે



# ૭૦ ❊ કાંટો

દર્શન એટલે તત્ત્વો પ્રત્યેની રુચિ. રુચિ એટલે અંતરનો ઉલ્લાસ, અનુરાગ. જિનેશ્વર રાગ દ્વેષથી પર છે. માનવ સંસારમાં બેઠેલો છે તે ગમે તેટલો તટસ્થ રહેવા જાય તોપણ તેનામા થોડો રાગ ને દ્વેષનો અંશ તો રહેવાનો જ. જિનેશ્વરોના તત્ત્વોમાં રાગદ્વેષ નથી. દા. ત., ગૌતમ સ્વામી.

ગૌતમ સ્વામીને આનંદમુનિને થયેલા અવધિજ્ઞાન વિશે શંકા થાય છે, ગૌતમ સ્વામી ભગવાન પાસે આવે છે. ભગવાન જાહેરમાં ગૌતમ સ્વામીને કહે કે "આનંદની માફી માગી આવ, તારી શંકા ખોટી છે." કાંટાનો સ્વભાવ એટલે વીતરાગનો સ્વભાવ. કાટો બધાને સરખા જ ગણે છે. કાંઈ પોતાનું નહીં, અને કોઈ પારકું નહીં.

જિનેશ્વરના વચન ઉપર રુચિ થવી તેનું નામ શ્રદ્ધા. શ્રદ્ધાથી બીક ચાલી જાય છે.

જ્ઞાન હોવું સારી વાત છે, પણ તેના પ્રત્યે શ્રદ્ધા હોવી તે વધારે સારી વાત છે. શ્રદ્ધા આવવાથી આપણને

કાર્ય કરવામા બળ મળે છે રુચિ આવવી એટલે કાર્યમા વેગ આવવો શ્રદ્ધા ની નિશાની એ છે કે કોઈ કાર્ય કરવામા વેગ આવે દાખલા તરીકે વ્યાપારી દરરોજ અગિયાર વાગે જમતો હોય, પણ કોઈ વાર ઘરાકી સારી જામી હોય તો જમવાનુ પણ ભૂલી જાય છે

રુચિ સત્યનો સ્વીકાર કરે છે, ને અસત્યને દૂર કરે છે



જે લોકો મહાન થવાના છે, તેમનામા નાન પણથી જ નમ્રતાનો, વિનયનો, વિવેકનો, મમતાનો, ને સતોષનો સ્વભાવ જ પડેલો હોય છે સારા સ્વભાવથી, સારી ટેવોથી, સારા વર્તનથી મનુષ્ય મહાન બને છે

કુભાર ઘડાને ઉપરથી ટીપે છે, છતા એક હાથ અદર રાખે છે, જેથી ઘડાને ઘોબો ન પડે, તેમ વિદ્યાનુ દાન કરનાર ગુરુ પણ વિદ્યાર્થીને ઉપરથી ઘડે છે, છતા અદરથી હાથ રાખીને વિદ્યાર્થીને આતરિક હોશિયાર, સબળ ને સત્વશીલ બનાવે છે આવી રીતે તૈયાર થનાર ભવિષ્ય ઉજાળે છે અને મહાન થાય છે



# ૭૧ ☼ પરમાણુ

એક રાજકુમારની ઈચ્છા દીક્ષા લેવાની હોય છે, પણ તેના માતા-પિતાને રાજકુમારને પરણાવવાની ખૂબ જ ઈચ્છા હોય છે, પરણનાર કન્યાઓ પણ મહાસતીઓ હોય છે. તે રાજકુમારને કહે છે: "હે રાજકુમાર, જો તમારી સંયમ લેવાની ભાવના હોય તો જરૂર લેજો, પણ એક વખત અમારી સાથે હસ્તમેળાપ કરો, જેથી અમે પણ ભાગ્યશાળી થઈએ કે અમારા પતિદેવ મહાયોગી હતા."

પછી તે રાજકુમાર લગ્ન કરવાની હા પાડે છે. હસ્તમેળાપ વખતે રાજકુમાર વિચારે છે કે "આભૂષણો ભારરૂપ છે, ભોગો તો રોગને લાવનારા છે, અને સંસાર તો કાયાનો કલેશ છે." ઉત્તમ પુરુષોના આ બતાવે છે કે પરમાણુઓ પણ ઉત્તમ હોય છે.

રાજકુમાર તે વખતે સંયમ લેવાનો નિશ્ચય પાકો કરે છે. તેમની સાથે આઠે કન્યાઓ પણ સંયમ લેવાનો નિશ્ચય કરે છે. ત્યાં ને ત્યાં આઠે કન્યાઓ કેવળી થાય છે.





# ૭૨ ✡ નમન

સૂર્ય કહે છે મે અધારાને જોયુ જ નથી સૂર્યનુ અસ્તિત્વ જ પ્રકાશમય છે આપણામા જ્યારે જ્ઞાનદશા આવશે, ત્યારે વૈરભાવ આપણામા નહી હોય અતરના શત્રુને જે જીતે તેમનુ નામ મહાવીર છે યોગીઓનો આધાર ભગવાન મહાવીર છે મહાવીર ભગવાનને યોગીઓ નમન કરે છે ઘડાને ભરાવવુ હશે તો તેને નમવુ પડશે તેવી રીતે જેમને અમૃત જીવનઘટમા ભરવુ હશે, તેમને જરૂર ભગવાનને નમન કરવુ પડશે જેમને જ્ઞાન મેળવવું હોય તેમને પહેલા તેમના હૃદયને કુમળુ બનાવવુ પડશે માટીને કેળવવાથી સુદર આકાર બને છે, તેમ જ્ઞાનીઓ આપણને નમનની કેળવણી આપીને આપણા જીવનને સુદર બનાવે છે નદીના કિનારાના ખેતરના પાક પણ પાણીના પૂરને નમન કરવાથી પોતાનુ અસ્તિત્વ ટકાવે છે ઝાડ નમતા નથી, તો તે ઉખડી જાય છે નમન કરવાથી આત્મા નમ્ર-વિનમ્ર બને છે

❶



## ૭૩ ☼ સ્વાનુભવ

દ્રોણાચાર્ય બધા શિષ્યોને ભણાવી રહ્યા છે. તેમણે પાઠ આપ્યો કે આત્માની સાધના માટે "ક્રોધ કરીશ નહીં, ક્ષમા કરજે." क्रोधं मा कुरु क्षमा कुरु। આટલો પાઠ તો બધાને આવડી ગયો. પણ યુધિષ્ઠિરને તે ન આવડ્યો. ત્યારે ગુરુજીએ કહ્યું કે અત્યાર સુધી કેમ પાઠ ન આવડ્યો? એમ કહીને દ્રોણે યુધિષ્ઠિરને તમાચો માર્યો, પણ યુધિષ્ઠિરને ક્રોધ ન આવ્યો, પણ રમણતા તો સમતાની આવી. પછી તેણે કહ્યું : 'ગુરુજી, હવે મને પાઠ આવડી ગયો.' આ સમયે બધા શિષ્યો યુધિષ્ઠિરની મશ્કરી કરે છે, પણ તેમણે બધાને ક્ષમા આપી જે સમજેલ છે, તે અણસમજેલા બધાને સમજી શકે છે.

જીભ કેટલુંય ઘી ખાય છે છતાં જીભ કદી ચીકણી થતી નથી, તેવી રીતે જગતમાં રહેવા છતાં ચીકાશથી જીવવાનું નથી, પણ અલિપ્ત રહેવાનું છે. બકરું બેં બેં કરે છે, તેમ મૃત્યુધામમાં જીવ 'મારૂં, મારૂં', કરતાં ચાલ્યો જાય છે, પણ જ્ઞાનદશા આવતા 'મારૂં મારૂં' ચાલ્યું જાય છે.



# ૭૪ ☸ શિખામણ

મરતી વખતે બાપે દીકરાને કહ્યું "ગામે ગામે ઘર બાંધજે, તડકે ફરીશ નહીં અને મીઠું ખાજે" આનો અર્થ દીકરો ન સમજ્યો, પણ બાપના વૃદ્ધ મિત્રે તેનો અર્થ સમજાવ્યો કે

૧ ગામે ગામે ઘર બાંધજે, એટલે કે લોકોની સાથે સારો સંબંધ રાખજે

૨ તડકે ફરીશ નહીં એટલે વહેલી સવારથી તે સૂર્યાસ્ત થાય ત્યાંસુધી દુકાન પર બેસી ધંધો કરજે

૩ મીઠું ખાજે એટલે કે ખૂબ શ્રમ કરજે જેથી તું જે ખાઈશ તે મીઠું લાગશે

શ્રમ કર્યા વિના પ્રાપ્ત થયેલ પૈસાની કિંમત નથી હોતી શ્રમ કર્યા વિના વારસામાં મળેલ પૈસા દીકરા સ્વચ્છંદ બનીને ઉડાવી દે છે શ્રમમાં રસ છે, આનંદ છે, સુખ છે, શાન્તિ ને નમ્રતા છે

સાધુ શ્રમ કરીને જ સિદ્ધિ મેળવે છે, તેથી તે શ્રમણ કહેવાય છે સાધુઓ શ્રમ કરી કરીને આત્મમંથન કરીને, આરાધના કરીને લોકોને ઉપદેશરૂપી નવનીત આપે છે



# ૭૫. ❋ મમત્વ ત્યાગ

મોહ રાજાએ આપણને મમત્વના પાટા પર ચઢાવી દીધા છે જેથી 'હું અને મારૂ''માં આપણે અનંતા ભવો ગૂમાવી દીધા છે. મોહથી આપણે સંસારના ખોટા ભાર વધારી દીધા છે, જેથી આઠ દિવસ પહેલાંની વાત આપણે ભૂલી જઈએ છીએ. પરંતુ આપણામાં સંયમ વધતો જશે, તેમ તેમ આપણી સ્મૃતિ વધતી જશે. ભવચક્રમાં દોડતાં દોડતાં આપણી શક્તિઓ હણાઈ જાય છે. આ શક્તિ આપણે ભેગી કરીને તેનો સદુપયોગ કરવાનો છે. માણસ ધારે તો અશક્ય કામને શક્ય બનાવી શકે છે. માટે જ નયસારે અશક્ય તિર્થંકર પદને વિકાસ કરતાં કરતાં શક્ય બનાવ્યું. મનને પવિત્ર બનાવ્યા પછી જ ધ્યાનમાં એકાગ્રતા આવી શકે છે.

સૌ સાધન બંધન થયા પછી સાધ્ય સરકી જાય, જ્ઞાનદશા જેમ જેમ આવતી જાય, તેમ તેમ આત્મા કર્મથી છૂટતો જાય.





# ૭૬ ❊ દિવ્યતા

એક સાધુની એક શ્રાવક અત્ય ત ભક્તિ કરતો હતો સાધુ સમતામા લીન હતા એકવાર ધ્યાનમગ્ન હતા, ત્યારે ભે મને નવડાવતા પાણી સાધુ પર પડયુ-ધ્યાન પૂર્ણ થતા સાધુએ ભરવાડને ઉધડો લીધો તેથી શ્રાવક ત્યાથી ચાલ્યો ગયો

પછી ક્રોધ સમતા, સમતા આવતા સાધુએ ભરવાડની માફી માગી પછી તે શ્રાવક પાછો આવ્યો અને સાધુની ભક્તિ કરવા લાગ્યો

તો સાધુએ આનુ કારણ પૂછયુ ત્યારે શ્રાવકે કહ્યુ તમે ક્રોધ કર્યો, ત્યારે તમારી પાસેથી પરમાત્મા ચાલ્યા ગયા હતા, શુભ પરમાણુઓ-પ્રેમ, મૈત્રી, ક્ષમા, સમતા ચાલ્યા ગયા હતા-દિવ્યતા ચાલી ગઈ હતી, પર તુ તે આવતા હુ આવ્યો"

જેવો સ ગ કરશો, તેવો ર ગ પ્રાપ્ત કરશો ગટરનુ પાણી ગ ગામા ભળીને સ્વચ્છ બની જાય છે સજ્જન દુર્જનને સજ્જન બનાવે છે પર તુ ખૂદ ગ ગાજી સાગરમા જઈ મળે છે, ત્યારે તેમનુ પાણી ખારૂ થઈ જાય છે



# ૭૭ ❋ પુદ્ગલ

જે કાંઈ ક્રિયા થાય છે, તે પુદ્ગલને લીધે છે. કાર્મણ અને તૈજસ પુદ્ગલને લીધે જન્મ મરણ કરવા પડે છે. એક પણ ક્ષણ આ (આત્મા) દેહપુદ્ગલ વિના રહી શકતો નથી.

જન્મથી આહાર સંજ્ઞા છે. આવતો જન્મ સુધારવો હોય તો આપણે આહાર સંજ્ઞા ઓછી ને ઓછી કરતા જવાની છે. આહારમાં અને વ્યવહારમાં આપણી આહાર સંજ્ઞા વધારેમાં વધારે કામ કરે છે.

પુદ્ગલને લીધે સંસારમાં પરિભ્રમણ આપણે કરીએ છીએ. આત્મા અને પુદ્ગલનો સંબંધ અનાદિ છે.

આનંદઘનજીને તાવ આવ્યો હતો એટલે શ્રાવકો તેમને સુખસાતા પૂછવા આવ્યા તો આનંદઘનજી ભજન ગાઈ રહ્યા હતા. શ્રાવકો બોલ્યા: "આપને તો કેટલો બધો તાવ આવ્યો છે?" આનંદઘનજીએ જવાબ આપ્યો: 'તાવ તો પુદ્ગલને આવ્યો છે, મનને નહીં—આત્માને નહીં.'



# ૭૮ ☐ સાધના

લોખંડ અને તાંબાને પારસમણિનો સ્પર્શ થતાં તે સુવર્ણ બની જાય છે, તેમ આત્માને આત્મજ્ઞાન મળતાં તે અમર બની જાય છે એનું દર્શન જ જીવનભર કરવાનું છે, અને દરેકે દરેક ક્રિયામાં આત્માને યાદ કરવાનો છે જીવનને ઘુંટી ઘુંટીને અંતરમાંથી આત્મજાગૃતિ પ્રાપ્ત કરવાની છે દરેક ક્રિયા આત્મજાગૃતિથી થશે, તો સંસારની ક્રિયા પણ આત્માને ઊર્ધ્વગામી બનાવશે અને ધર્મનું સાચું રહસ્ય તો આત્માને મોક્ષ અપાવવાનું છે

મરણમાં જ જીવન રહેલું છે, અંધારામાં પ્રકાશ છુપાઈ રહેલો છે મરણમાં જ અમૃતત્વ છુપાયેલું છે મરણને સમજ્યા પછી જીવન જીવવાની ખરું જ મજા આવે છે

જીવન ઉકરડા જોવા માટે નથી, પણ જાતના બગીચા જોવા માટે છે દરેકના સદ્દગુણો જોવાના છે, દુર્ગુણ કે દોષ નહીં સદ્દગુણો જોતાં જોતાં આપણામાં સદ્દગુણ વધતા જ જશે દુર્ગુણ જોવાથી દુર્ગુણ વધ્યા કરશે, અને મૈત્રી-પ્રેમને બદલે રાગ-દ્વેષ વધ્યા જ કરશે. પાખંડીઓ તો ભગવાનના પણ દોષ જ જુએ છે.



# ૭૯ ✠ ભ્રમણા

જગતમાં કોઈ એવું તત્ત્વ નથી કે જે મરેલાને જીવતો કરી શકે. માટે તનથી સેવા કરવાની છે, જગતમાં રહીને ભેગું કરેલું લોકોને આપવાનું છે, પરલોક માટે દાન કરીને કાંઈક વાવતાં જવાનું છે. ભેગું ઓછું કરીને દાનમાં વધારે આપવાનું છે. "જાત્રામાં ચાલતા કૂતરાનો રોટલો" નથી બનવાનું, એટલે કે સંઘની સાથે કૂતરો જતો હોય તેને ખૂબ ખાવાનું મળે. પોતાને ભૂખ હોય તેટલું ખાઈને વધારાનું ખાવાનું દાટી દે છે, પણ તેને ખબર નથી કે આ સંઘ તો આગળ જવાનો છે. આવી રીતે ભ્રમમાં નહીં રહેલ મનુષ્ય જે કરવાનું હોય તે આજે જ કરી લે છે. તે આવતી કાલનો વિચાર નથી કરતો કે કાંઈ ભેગું કરી મૂકતો નથી.

આપણે રહેવાસી નથી, પ્રવાસી છીએ. આપણો આ વિસામો છે. અહીં સ્થિર રહેવાનું નથી, પણ અહીંથી બીજે જવાનું છે. યાત્રા અનંતની છે. આ યાત્રાને સમાપ્ત કરવી હોય તો અહિંસા, સંયમ, તપને જીવનમાં ઉતારવાના છે. આહાર, નિદ્રા, ભય મૈથુનને જીતવાના છે. દાન, શીલ, તપ, ભાવથી જીવનને ઉર્ધ્વગામી બનાવવાનું છે.



# ૮૦ ⊞ અમૃત

વેશ કરતા વિચારનુ મહત્ત્વ જૈનદર્શનમા વધારે છે જ્યા સુધી સમ્યક્ત્વ ન થાય, ત્યા સુધી આત્મા આગળ વધી શકતો નથી સમ્યક્ત્વદર્શન સસારને તરવાની હોડી છે સમ્યક્ત્વ દર્શન થતા આત્માનો ખ્યાલ આવી જાય છે પછી ભલે તે સસારમા રહેતો હોય, પણ તે અનાસક્ત હોય છે આત્મજ્ઞાન થતા અતરમા આનદ દેખાય છે ભમરાને એકવાર રસ મળી ગયો પછી તે રસને ચૂસ્યા જ કરે છે, ગુજન પણ કરતો નથી જ્ઞાનરૂપી અમૃતના સાગરમા જેણે એકવાર ડૂબકી મારી, તેને વિષયો ઝેર જેવા બની જાય છે

પશુ અને માનવી વચ્ચે ફરક બતાવનાર જ્ઞાન છે પશુ પણ જ્ઞાનથી માણસ જેવો બની જાય છે ચડકૌશિકને જ્ઞાન આવતા આઠમા દેવલોક ગયો જ્ઞાન કર્મને બાળી નાખે છે જ્ઞાનને જીવનમા ઉતારવાનુ છે જ્ઞાનથી માણસની કિંમત વધતી જાય છે મોક્ષમાર્ગમા લઈ જનાર ભોમિયો તો જ્ઞાન જ છે સસારમા માર્ગ બતાવનાર જ્ઞાન છે માનવીના જીવનનો શૃગાર પણ જ્ઞાન છે માણસ જ્ઞાનથી શોભે છે



## ૮૧ ⊠ સ્વાધ્યાય

જે લોકો સ્વજન છે, તે આપણા આત્માનું અહિત કરે છે, જે લોકો પરાયા છે, તે આપણા આત્માનો વિકાસ કરે છે. પરાયા માણસો આપણને ઊંઘમાથી જગાડે છે, મમતાવાળા માણસો આપણને મારી નાખે છે.

રોગ, મુસીબત; દુ.ખ વગેરે આત્માના હિત માટે આવે છે. જે તનથી કર્મ બાંધતાં વિચાર નથી કરતા, તો તે તનથી રોગ ભોગવવા શા માટે વિચાર કરવાનો ?

સુખ અને દુઃખને સમાન જાણવાના છે, મન તૈયાર થાય એટલે દુ.ખ સંતાઈ જાય છે. મન રોગમાં લાગે છે, ત્યારે જ રોગ મન પર ચઢી બેસે છે. રોગ આવે ત્યારે ત્યારે મનને સ્વાધ્યાયમાં જોડી દેવાનું છે.

> એક વખત સદ્‌ગુણનો રસ્તો લો, પછી કદી તમે દુર્ગુણના રસ્તે નહીં જાવ. હંમેશાં થોડું થોડું ચાલો, તો જરૂર ગામ આવશે, પણ તે રસ્તો સાચો હોવો જોઈએ. તમે જીવનમાં પંથ પર પ્રયાણ કરનાર પથિક જેમ સાચા રસ્તે ચાલશો તો જરૂર ધ્યેયને પ્રાપ્ત કરી શકશો.



## ૮૨ ☼ કડછી

દૂધપાકનો સ્વાદ કડછીને મળતો નથી, પણ એક બિંદુ જીભ પર મૂકાય તો જીભને સ્વાદ લાગશે તેમ આંખ કંઈ કરતી નથી, આંખ તો સાધન છે, પણ આંખની પાછળ રહેલ દિવ્ય આત્મા જ બધું જુએ છે, બધું અનુભવે છે આંખથી સારૂ જોવાનો વિવેક રાખો નહીંતર તે ક્ષણે ક્ષણે કર્મ બંધન કર્યા જ કરે છે શરીરથી કર્મ બાંધીએ છીએ, અને શરીર તો પછી બળીને ભસ્મ થઈ જાય છે, પરંતુ કર્મનો ભોગવટો આત્માને જ કરવો પડે છે સમ્યક્ દૃષ્ટિ આત્મા પળેપળ કર્મની નિર્જરા જ કરે છે, કારણ કે તેને કોઈ પણ વસ્તુમાં આસક્તિ હોતી જ નથી તીર્થંકર બધી જ વસ્તુ લેતા હોવા છતાં, ખાતાં પીતાં કર્મબંધન નહિ, પણ કર્મની નિર્જરા જ કરે છે

*

આપણી આશાને અમર આશા બનાવવાની છે, આંતર વૈભવને વિકસાવવાનો છે ઇલેક્ટ્રીસીટી સાથે જોડાયેલ તાર મહાન જ્યોતિરૂપ બની જાય છે તેમ આપણો આત્મા પરમાત્મા સાથે જોડાઈ જાય તો આત્મા એક દિવસ પરમાત્મા બનશે



## ૮૩ ☼ પ્રમાદ

જીવનમાં જે પ્રમાદ છે, તે હિંસા છે. જે માણસ અપ્રમત્ત છે, જાગૃત છે, તે કોઈ દિવસ હિંસા કરતો નથી. કદાચ અજાણતાં હિંસા થઈ જાય તો તો તેને પારાવાર દુ:ખ થાય છે.

ભગવાન મહાવીર ગૌતમ સ્વામીને વારંવાર કહે છે કે ગૌતમ, એક સમયનો પણ તું પ્રમાદ કરીશ નહીં. પ્રમાદરૂપી ઘેન પોતાના આત્માનો અને સમાગમમાં આવનારનો નાશ કરે છે. દુનિયાના પાપોની, દુનિયાની ખરાબીની શરુઆત પ્રમાદમાંથી થાય છે. ધર્મ કરનાર આત્મા માટે જાગૃતિની જરૂર છે.

આપણે પાંચ તિથિ લીલોતરી નથી ખાતા, એટલે હિંસા નથી કરતાં એમ ન સમજવું. પાંચ તિથિ જેવા શબ્દો પણ ન બોલવા જોઈએ. શબ્દોથી કોઈનું જીવન કડવું બની જાય છે.

હિંસા એ બહારની સ્થૂલ વસ્તુ છે, પ્રમાદ એ આત્માની વસ્તુ છે. પ્રમાદ થાય છે, ત્યારે હિંસા થાય છે.



# ૮૪ ☼ સફળતા

બીજનો ચંદ્ર નાનો હોવાથી, તેના દર્શન કરવા દુનિયા જાય છે તેનામા નમ્રતા હોવાથી ધીમે ધીમે તે મોટો થાય છે તે અમાસની લઘુતા તરફથી પુનમની મોટાઈ તરફ જાય છે પછી મોટા થયા પછી નાનુ થવું પડે છે નાનાને નાના થવુ પડતુ નથી નાના બાળકને દુનિયા પ્યાર કરે છે, મોટાને કોઈ પ્યાર કરતુ નથી આપણા શરીરમા મોટામા મોટુ માથુ મોટુ છે અને પગ નાનામા નાના છે પગની રજ લેવાય છે, માયાની નદી સંસારમા પાણીના પરપોટા માફક જે મોટા થાય છે, તે જલદી નાશ પામે છે બાર બાર મહિના સુધી તપશ્ચર્યા કરવા છતા બાહુબલીને કેવળજ્ઞાન થતુ નથી પણ 'વીરા મોરા ! ગજથી હેઠા ઉતરો' સાંભળ્યુ કે અહંકાર ચાલ્યો ગયો, નમ્રતા આવી ને નાના ભાઈ સાધુઓને વંદન અર્થે જ્યા પગ ઉપાડ્યો કે તુરત જ કેવળજ્ઞાન તેમને થયુ જ્યા નમ્રતા, લઘુતા છે, ત્યા સફળતા છે

રેસ શરૂ થાય ત્યારે લાખો માણસો રેસ જોવા આવે છે પણ રેસમા ભાગ લેનાર જોકી લોકો તરફ બીલકુલ

જોતો નથી, પણ તેને જે રેસમા ઘોડાને દોડાવવાનો હોય છે, તે ઘોડા પર ધ્યાન હોય છે. ફક્ત તેને તો નિશાન પર જ ધ્યાન હોય છે, તેમ તમારા જીવનનું જે નિશાન મોક્ષ છે, તેના ઉપર તમારા જીવનનું ધ્યેય કેન્દ્રિત કરો. રેસમા ભાગ લેતા માણસ એક એક સેકંડનો ખ્યાલ રાખે છે, તેને એક સેકંડની કિંમત ઘણી હોય છે, તેમ તમારા જીવનની ક્ષણે ક્ષણ કિંમતી છે, તેનો સદુપયોગ કરો. યાદ કરો ભગવાનના તે શબ્દો : ગોયમ, સમયં મા પમાય.

ધ્યેય નક્કી કરો. તેથી ધારેલા માર્ગે પહોચી શકાય છે. જ્યાં ધ્યેય ને ધ્યાન છે, ત્યા સફળતા છે.

સુંદર સંસ્કારી સાહિત્યથી ચાર પ્રકારે જીવનમા લાભ થાય છે :

૧. જ્ઞાનની તૃષા જાગે છે.
૨. સદ્ગુણો પ્રત્યે આતુરતા જાગે છે.
૩. સૌન્દર્ય પ્રત્યે પૂજ્ય ભાવ જાગે છે.
૪. બીજા માટે લાગણીનો ઝરો વહે છે.

*

ખરું ભૂષણ સાધર્મિકને સ્થિર કરવામા છે, ખરું ભૂષણ ધર્મનો ફેલાવો થાય તેવી પ્રભાવના કરવામાં છે ખરું ભૂષણ મન-વચન કાયાથી ગુરુ-વડિલની ભક્તિ કરવામાં છે.



# ૮૫. ✲ ક્રોધ

ક્રોધ, લોભ, માન, અને માયા એ દુર્ગુણો પોતાની જાતને બાળી રહ્યા છે જીવ પહેલા પોતાના આત્મગુણને બાળીને પછી બીજાને બાળે છે પહેલા આત્મા ઉપર દયા કરીને પછી બીજા પર દયા કરી શકાય છે

ક્રોધ તે પ્રીતિ, વિનય અને વિવેકને બાળી નાખે છે ક્રોધનો પહેલો ખોરાક પ્રીતિ છે, પોતે પોતાના કષાયોને કાબુમા ન રાખે તો જીવન ઝેર જેવુ બની જાય છે મહાવીર પ્રભુ કહે છે કે પ્રીતિથી આલોક અને પરલોક બન્ને સુધરે છે વિવેક વગર ક્રોધના આવેગથી માણસ આપઘાત કરે છે આપઘાત કરનારના આત્માના ભવો ભવ બગડી જાય છે ક્રોધના આવેશમા વિવેકનો દીપક બૂઝાઈ જાય છે યોગ્ય-અયોગ્યનો વિચાર તો વિવેકી માણસ જ કરી શકે છે ક્રોધના ફળ કડવા છે જેથી ન દિન કરેલ પુણ્ય ક્રોધથી ક્ષણ માત્રમા નાશ પામે છે તપસ્વી મુનિ ક્રોધથી ચંડકૌશિક નાગ બન્યા





# ૮૬ ☼ શ્રુતજ્ઞાન

જે પુસ્તકમાં લખાયેલું છે, તે શ્રુતજ્ઞાન કહેવાય છે. કાગળ પર લખાયેલ પણ શ્રુતજ્ઞાન કહેવાય. જ્ઞાની મિથ્યા શ્રુતને સમ્યક્ત્વ શ્રુત બનાવે છે અને અજ્ઞાની સમ્યક્ત્વને મિથ્યાત્વ શ્રુત બનાવે છે.

જેને સંસાર ગમે છે, તે સારામાંથી પણ ખરાબ ગ્રહણ કરે છે અને જ્ઞાની તો ખરાબમાથી પણ સારૂં શોધે છે વિનય અને ગુરુગમ્યથી મેળવેલું જ્ઞાન સાચું છે. જેમાં સ્યાદ્વાદ હોય, તેને શ્રુતજ્ઞાન કહેવાય છે. એકાંત-વાદને શ્રુતજ્ઞાન ન કહેવાય. બીજામાં પણ સત્ય છે તેનું દર્શન કરવું તે શ્રુતજ્ઞાન છે.

કેવળજ્ઞાનથી શ્રુતજ્ઞાન ચઢી જાય છે, કારણકે કેવળ-તો માણસની સાથે ચાલ્યું જાય છે, શ્રી મહાવીર ભગવાન મોક્ષે ગયા, તેમની સાથે તેમનું કેવળ જ્ઞાન ચાલ્યું ગયું, પણ શ્રુતજ્ઞાન તો રહેવાનું છે. માટે શ્રુતજ્ઞાનને બોલતું કહેવામાં આવે છે, એટલે આપણે શ્રુતજ્ઞાનની પૂજા કરીએ છીએ. દા ત , જ્ઞાનપંચમી. કોઈપણ વસ્તુ મેળવવી હોય હોય તો તેના પ્રત્યે આદર જોઈએ, અનાદર કરવાથી જ્ઞાન ચઢતું નથી આપણે ક્રિયાને સમજીએ છીએ, પણ આચારને ભૂલી જઈએ છીએ.



# ૮૭ ☸ ધ્યાન

સાધનાની સિદ્ધિ અર્થે પર્વતની જેમ અડોલ બનીને ધ્યાન ધરવાનું છે. પવન પાંદડાને હલાવે, તેમ મનને હલાવવાનું નથી. આપણે તો શરીરની જ ફિકર ગણીએ છીએ. આત્માની નહીં. ધ્યાની આત્મામાં મગ્ન રહે છે, તેમને શરીરની ફીકર નથી હોતી.

કુમારપાળને મંકોડો ચોંટ્યો હતો. ત્યારે તેઓ ધ્યાનમાં એકાગ્ર હતા તેથી તેની તેમને ખબર ન પડી, પણ લોકોના કહેવાથી જ્યારે મંકોડાની ખબર પડી, ત્યારે તેના કરડવાથી પારાવાર દુઃખ થતું હતું, છતાંય મંકોડાને દૂર ન કરતા, શાંતિ સૂત્રવામાં મગ્ન બનેલ તે મંકોડાને દૂર કરવાને બદલે કુમારપાળ નરેશે પોતાની ચામડી ઉખેડીને તે મંકોડાને અભયદાન આપ્યું. જે અહિંસાનો પાલક છે, તે જેમાં જીવ મરતા હોય તેવા સાધનો વાપરે જ નહિ. ચરબીયુક્ત કપડાં, લીવરના ઈંજેક્શનો, કોડલીવર ઓઈલ, ક્રીમના લેપ, વગેરે વપરાય જ નહીં. "જીવો ને જીવવા દો"—એ મંત્ર આત્મસાત્ કરી લઈએ તો તેને

કોઈને જીવાડી શકતા ન હો તો બીજાને મારવાનો હક્ક કે અધિકાર તમને નથી. પોતાના જીવના ભોગે અન્યના જીવને બચાવવો જોઈએ. દરેક જીવ જીવવા ઇચ્છે છે. તો તમારાથી નાના, બળહીન, પરાધીન, દીન, લાચાર પ્રાણી, પશુ, પક્ષીને મારવાની ધૃષ્ટચેષ્ટા ન જ થાય.



પુદ્ગલની દૃષ્ટિએ સાધુ–સંતોને સુખ થોડું અને દુઃખ વધારે છે, જ્યારે આત્માની દૃષ્ટિએ સુખ વધારે ને દુઃખ થોડું છે. સાધુપણામાં દુઃખ સહન કરવાનું વધારે હોય છે. સંસારીને ત્યાગ અલ્પ અને ભોગ વધારે હોય છે.

સાધુઓ જગત પાસેથી ઓછું લે છે અને વધારે આપે છે. સાધુ રાત્રે નિરાંતે શાંતિથી ઊંઘી શકે છે, જ્યારે સંસારીને વધારે પડતી જવાબદારીથી, વધારે દુઃખ હોવાથી નિરાંતે સૂઈ શકતો નથી.

*

જીવનની દૃષ્ટિ આવી જાય છે, પછી જીવન જીવવા જેવું અને જીવનમાં કંઈ કરવા જેવું લાગે છે.

વિદ્યાધરે તેની પરીક્ષા અનેક રીતે કરી. પણ પુણિયો શ્રાવક ચલાયમાન ન થયો. આકરી કસોટી પછી સુવર્ણ સમાન શુદ્ધ ને સાત્ત્વિક સાબિત થયો.

ધર્મ બહુ જ આકરો છે, તે આંસુ પડાવે છે અને અંતરને શુદ્ધ કરી ઉપર લઈ જાય છે. અંતરના સામ્રાજ્ય પર જય પ્રાપ્ત કરનાર અનંતનો સ્વામી બની જાય છે.



દારિદ્રયમાં થોડું પણ દાન અતિ પુણ્ય ઉપાર્જન કરે છે. પુણિયાનું પુણ્ય શાસનમા પંકાયેલું છે. શાલિભદ્રે પૂર્વના ભવમાં (ભરવાડના ભવમા) ખૂબ જ પ્રેમથી સાધુને ખીર વહોરાવી અને પ્રચંડ પુણ્ય ઉપાર્જન કર્યું. પૂર્વ ભવમાં પાંચ કોડીના ફૂલડાંની પૂજાથી કુમારપાળે અઢાર દેશનું પુણ્ય ઉપાર્જન કર્યું.

*

પૈસા પોતાને માટે વાપરવો તે ભોગ છે પરંતુ તે બીજાને માટે વાપરવો તે ત્યાગ છે.



# ૮૯ ✲ ગુરુનુ સાનિધ્ય

ન ગમતુ અને ત્યારે ક્લેશ થાય છે, મનમા ઉદ્વેગ થાય છે, અસ્વસ્થતા ને અસ્થિરતા જન્મે છે તે દૂર કરવા ગુરુના સાનિધ્યમા જવાનુ છે

પણ કેટલાક પોતાનુ અહિત જોઈ શકતા નથી પોતે માની લીધેલ ભલે તે દુ ખ હોય, વિનાશગર્તા હોય તોય તેમા આન દ માણે છે ને જીવનને ચેડકી અ ત પોતે લાવે છે

માખી લી ટ પર બેસે છે, અને તેમા ચોટીને પોતાનુ જીવન સમાપ્ત કરી નાખે છે વ્યક્તિ નહી, પણ કામ આપણને અધોગતિએ લઈ જાય છે, અને કામમા જીવ ભૂલો પડી જાય છે ને અટવાઈ જાય છે કામનો રાગ ઓછો કરવા સ્ત્રીઓ અને પુરુષોએ એકબીજાનો સ સર્ગ જેમ બને તેમ ટાળવાનો છે વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ કામના ર ગમા લપટાઈ જતા આગળ ભણી શકતા નથી કામી માણસ પોતાની સ્ત્રીનો અને પોતાના બાળકોનો વિચાર કરી શકતો નથી જે માણસ કામને લી ટ માને

તે જ માણસ આગળ વધી શકે છે. કામ તે કીચડ સમાન છે. એકવાર તે કીચડમાં ડૂબી ગયા તો પછી તેમાં ઊંડા ને ઊંડા ઉતરી જવાશે. કામથી કામનો અગ્નિ ભભૂકતો રહે છે. અગ્નિમાં લાકડાં નાખવાથી આગ વધી જાય છે, તેની ભૂખ સંતોષાતી નથી. સાગરમાં ગમે તેટલી નદીઓનું પાણી ઠલવાય, છતાં તે પૂર્ણ થતો નથી.

તેથી જ સંસારના ભોગી કરતાં સંસારના ત્યાગી બ્રહ્મચારીની શક્તિ વધારે હોય છે. તેનો સંયમ સુખ–સાચું સુખ લાવે છે, મુખ પર કાન્તિ લાવે છે. તેની માનસિક શક્તિ વૃદ્ધિ પામે છે. ચિત્તમાં સ્થિરતા ને પ્રસન્નતા આવે છે. આ માટે આવશ્યક છે ગુરુનું સાન્નિધ્ય.



બીજ વગર ઝાડ થઈ શકતું નથી, તેમ હૃદયમાં પ્રેમના બીજને વાવ્યા પછી જ ધર્મ અંતરમાં પ્રગટ થશે.

*

સાધુઓ ગામેગામ વિચરીને જ્ઞાનની ગંગા ફેલાવે છે; ભકિતજ્ઞાનને ફેલાવે છે.

વૈરાગ્ય તરફ વળી જાય છે, પણ પાછું સુખ આવતાં મન વૈરાગ્યમાંથી પાછું સંસારમાં આવી જાય છે. એટલે દેખાતો કહેવાતો વૈરાગી સંસારી કરતાં ઉતરતો છે, બીજી બાજુ સંસારીનું મન વૈરાગ્યથી ભરેલું હોય છે. કોઈવાર ગુરુના સમાગમથી મન વૈરાગી થઈ જાય છે. સ્થૂલિભદ્રે ચારિત્ર સ્વીકારવા મન કર્યું. ત્યારે તેમને યોગ્ય આત્મા જાણી ગુરુ ચારિત્ર આપે છે. એક વાર સંસારના રંગરાગમાં ચકચૂર રહેનાર સ્થૂલિભદ્ર હવે વૈરાગ્યના રંગ રાગમાં મગ્ન બન્યા. સંયમ–ચારિત્રમાં આગળ વધતા ગયા, અને સંસારમાં ચારિત્રશીલ સંયમધારી જલકમળવત્ બની રહ્યા.



આપણે કોઈના ઉપર ઉપકાર કરેલ હોય તે યાદ ન કરવો, પણ બીજાએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય તેને ન ભૂલવો.

*

કર્તવ્ય સારું કરો, અને વિસ્મૃતિરૂપી ધૂળ ઢાંકો ને તે પર ભાવરૂપી પાણી સીંચો.

*

બીજામાં જે જે શક્તિઓ પડેલી છે, તેની આપણે ભક્તિ કરીએ, તો આપણામા શક્તિ આવી જાય છે.

કરતા અથવા તો વખાણ કરનાર પર રાગ નથી કરતા. તેમના હૃદયમાં નિરંતર જ્ઞાનીનું વચન વહ્યા કરે છે. તેથી તે ગાળ દેનાર અને વખાણ કરનાર પ્રત્યે સમદૃષ્ટિ રાખે છે, મનમાં સમતા ને સમાધિ રાખે છે અને સંત-સાધુ જેવું જીવન જીવી મધ્યસ્થ ભાવનો આસ્વાદ માણે છે. સત્સંગી સરળ ને સાદા હોય છે. તેઓ ક્રમશઃ પ્રગતિ સાધે છે અને અંતે અંતિમ લક્ષ્ય પ્રાપ્ત કરે છે. તેના માર્ગમા આવતી વિપત્તિને સુખ સમજે છે, પોતાની કસોટીની વેળ તેને સમજે છે. કસોટીમાંથી પાર પડવા સત્સંગી પોતાના જીવનને હોડમા મૂકે છે. અને છેવટે વિજય પ્રાપ્ત કરે છે.

શ્રદ્ધાળુને કદી ભય હોતો નથી. એક વજીરને ફાંસીની સજા થઈ, પણ તેની પાસે દુઃખ ન હતું, કારણ કે તે માનતો હતો કે મારી પાસે પ્રેમ, શ્રદ્ધા, આશા અને ન્યાય છે, તો હું અત્યારે તો જીવતો છું. તો શા માટે મરી જાઉં ? કદાચ મારો દેહ બળી જશે, પણ આત્મા તો અમર છે. પોતે પોતાના આત્માને અમર ને અજર માને છે. તેને શ્રદ્ધાથી ફાંસીનુ દુઃખ નથી, દેહનાશની ચિંતા નથી. તેનો આત્માનંદ અપૂર્વ છે. તેને આત્માની સાત્ત્વિકતા ને શાશ્વતતાનું જ્ઞાન છે. તે જ્ઞાન તેને સુખ, શાંતિ ને સંતોષ, સમતા ને મનની પ્રસન્નતા બક્ષે છે.



# ૯૨ ✲ ત્યાગી–રાગી

ત્યાગમા અને રાગમા ઘણો જ ફરક છે ત્યાગમા છોડવાનુ ગમે છે, ત્યાગી ભયરહિત બને છે રાગમા ભેગુ કરવાનુ ગમે છે, તે ભયથી ઘેરાયેલા હોય છે ત્યાગીની દૃષ્ટિ જ્ઞાન પ્રતિ છે રાગી અજ્ઞાન અવસ્થામા આથડે છે ત્યાગથી આત્માની મસ્તીમા લીન થવાય છે, અને તેની પાસેથી ભય ચાલ્યો જાય છે

શકરાચાર્યને કોઈએ પૂછ્યુ "દુનિયામા ઈશ્વર કોણ? અને તેની ઓળખ શી?" જવાબ મળ્યો કે કચન ને કામિનીથી જે વિરક્ત છે, તે ઈશ્વર છે, તેને જગત વિરક્ત લાગે છે હૃદયમાથી કામ નીકળી જતા હૃદય પવિત્ર બની જાય છે

ભયને દૂર કરવા માટે કામ અને કચનને છોડવાના છે મી આઈ ડી ચોરને પકડે છે, તેમ ચોર માલદારને પકડી પાડે છે બાળક સાચુ ને સારૂ બોલે છે એટલે આપણને તે વહાલુ લાગે છે ચોર ને માલદારના દિલમા ભય છે, રાગ છે, એકઠુ કરવાની લાલસા છે, તેથી તે

અપ્રિય થઈ પડે છે. બાળકના દિલમાં ભય નથી, તેથી તે પ્રિય થઈ પડે છે.

દુનિયામાં ગરીબોને ખાવાનું મેળવવા પરસેવો પાડવો પડે છે, જ્યારે પૈસાવાળાને ખાતાં ખાતાં પરસેવો છૂટે છે, કારણ કે ત્યાં ભય છે. સંગ્રહ કરીને જીવન બગાડવું, તેના કરતા દાન કરીને જીવન હળવું બનાવવું જોઈએ. જગતની અંદર કાન્તા અને કનકની પાછળ જીવન વેડફી નાખનાર ભયમાં ફફડતો જીવે છે. તેને કામનો, લોભનો, ક્રોધનો ભય ત્રાસ આપે છે, જ્યારે ત્યાગીને કોઈની તમન્ના ન હોવાથી જગતમાં જે તારતમ્ય છે, તે પ્રાપ્ત કરીને વિષય કષાયથી વિરક્ત બનીને મસ્ત જીવન જીવે છે. ત્યાગી સંસાર તરી જાય છે, રાગી સંસારસાગરમાં ડૂબી જાય છે.

> એક વસ્તુમાં બીજી વસ્તુનો ભ્રમ થવો તેનું નામ અજ્ઞાન છે. દોરડાને સર્પ માનવો તે ભ્રમ છે. તેવી રીતે જગતના લોકોએ ભૌતિક વસ્તુમાં સુખનો ભ્રમ માની લીધો છે. તેમાં સાચું સુખ નથી, પણ સુખની માત્ર ભ્રાંતિ જ છે, પુત્ર વગર સ્વર્ગ ન મળે તે ભ્રમણામાં જીવનભર પુત્રની ઝંખનાથી મરણ વખતે જીવ પુત્રમાં રહી જાય છે, તેથી જ જીવ સદ્ગતિના બદલે દુર્ગતિએ થાય છે.



# ૯૩ ❊ સુખદુઃખ

સુખ આવે સમતા રાખવી, દુઃખ આવે શાંતિ રાખવી સુખની અંદર દુઃખ રહેલ છે દુઃખમાંથી સુખ આવે તો આનંદ થાય છે સુખ અને દુઃખમાં સમભાવ રાખવાનો જે ગરીબીમાંથી અમીરી આવે ત્યારે સુખથી ફૂલાઈ જાય છે, અને અમીરીમાંથી ગરીબી આવે, ત્યારે માણસ આપઘાત કરવા તૈયાર થઈ જાય છે કરેલા કર્મ ભોગવવાના છે તો જે દુઃખ આવે તેને શાંતિથી ભોગવવા તૈયારી કરવી

ધર્મરાજા આનંદમાં બેઠા હતા ત્યારે લોકો બહુ જ કિંમતી ભેટો લઈને આવ્યા, ત્યારે શ્રીકૃષ્ણે એક નાની વીંટી આપી તેમાં લખ્યું હતું "આ દિવસો જવાના" લોકો કૃષ્ણની નિંદા કરવા લાગ્યા કે કૃષ્ણે આવડી નાનકડી વીંટી ભેટમાં શું જોઈને આપી!

પણ તે વીંટી જોતા જ ધર્મરાજા ઊભા થઈ ગયા અને બોલ્યા કે 'સૌથી મોંઘામાં મોટી ભેટ આજે મને શ્રીકૃષ્ણે આપી બીજાને આ પક્ષપાત લાગ્યો

સુખના દિવસો અને દુઃખના દિવસો ચાલ્યા જવાના છે, માટે સુખ આવે અભિમાન, અકડાઈ કરવાના નથી. અન્ય પ્રત્યે અણગમો તિરસ્કાર દર્શાવવાના નથી. સત્તા, શ્રીમંતાઈ, સંબંધીઓ અને તંદુરસ્તીનો કદી ગર્વ કરવાનો નથી, કારણકે આ બધું ચંચળ છે. આ શરીર પાછળ અનેક ઉપદ્રવો પડ્યા છે તે ઘડીવારમાં શરીરને બદલાવી નાખે છે.

શરીરની સુંદરતા સુખ આપતી હોય તોય ગર્વ કરવાનો નથી. જો પહેલા સુખ ભોગવશો તો દુઃખ આવે તો દુઃખને જીરવી શકાતું નથી. સંસારરથનું એક પૈડું સુખનું અને બીજું પૈડું દુઃખનું છે. જેનું સર્જન થાય છે, તેનું વિસર્જન પણ થાય છે. માટે સુખદુઃખ સદાય ટકતાં નથી. તેથી સુખ આવે કે દુઃખ આવે ત્યારે શાંતિ, સમતા ને સમાધિ રાખવાં. તેથી જીવન જીવવા જેવું લાગશે, તરવા જેવું લાગશે.



આંખ સૌને જુએ છે, પણ આંખ પોતાને જોઈ શકતી નથી, તેમ જિંદગી બીજાની આપણે જોઈએ છીએ, પણ આપણી જિંદગી આપણે જોતા નથી.



## ૯૪ ✲ અનુભવ

જંગલમાં ભૂલો પડેલ રાજકુમાર પલ્લિપતિના રહેઠાણે આવી ચઢે છે સખત તરસ લાગવાથી પાણી માગે છે પલ્લિપતિની નમણી કન્યા સગ્ગ માટીના વાસણમા પાણી લાવીને રાજકુમારને આપે છે રાજકુમાર પાણી લે છે, ત્યારે તેમા કચરો હતો, તેથી તે ઢોળી નાખે છે પછી બીજુ ચોખ્ખુ પાણી લાવીને આપતા રાજકુમાર તે પી જાય છે

જતા જતા રાજકુમારે કહ્યુ "કોઈને પાણી આપો તો ચોખ્ખુ પાણી આપવુ જોઈએ"

કન્યા બોલી "તમારે અનુભવની જરૂર છે મે કચરાવાળુ જાણી જોઈને આપ્યુ હતુ દોડતા આવીને તરત જ પાણી પીવામા આવે તો પેટમા ગોળો બધાઈ જાય અને થોડીવાર પછી પીધેલુ પાણી પચી જાય છે"

દુનિયામા અનુભવનુ જ્ઞાન ઉત્તમ છે ચોપડીના જ્ઞાન કરતા અનુભવનુ જ્ઞાન વધુ સફળતા અપાવે છે



## ૯૫. ✡ અનિવાર્ય અતિથિ

સંસારમાં કેટલાક દુઃખોને આપણે ભૂલી શકીએ છીએ, પણ ભયંકર માંદગી આવે, ત્યારે તેને સહન કરી શકતા નથી, પરંતુ તેથી દુઃખી થવાનું નથી, કારણ કે તે તો આપણે કરેલાં કર્મ અને પ્રમાદની સજા છે.

દુઃખને હસતાં હસતાં સહન કરવાનાં છે. તાવ આવે ત્યારે રડવા બેસવાનું નથી, જો રડશો, હતાશ થશો તો દુઃખનો હુમલો આપણા પર ચઢી બેસશે. આપણે તો દુઃખના પર ચઢી બેસવાનું છે.

પાણીમાં પડ્યા પછી ડૂબવાનું નથી, પણ હાથ-પગ ચલાવીને તરવાનું છે. પાણીને પોતાના ઉપર ચઢવા દેવાનું નથી, તેમ દુઃખને પોતાના ઉપર ચઢવા દેવાનું નથી. જ્ઞાનીઓ દુઃખને હસતાં હસતાં સહન કરે છે. દુનિયામાં ત્રણ વાત: મરણ, જરા, અને રોગને કોઈ દૂર કરી શકતું નથી. શરીરનો આ ધર્મ છે, અને તે અનિવાર્ય છે, માટે આર્તધ્યાન કર્યા વગર ગયેલી વાતને ભૂલીને પ્રભુનું સ્મરણ કરવાનું છે.

મરણ એ જન્મસિદ્ધ હક છે દરેકને મરણનો હક્ક છે એવી રીતે મરતા શીખો કે જેથી બીજો જન્મ લેવો ન પડે મહાવીર મરી ગયા, પણ ફરી જન્મ્યા નહી ડાંગરને શેકી નાખ્યા પછી ગમે તેટલુ પાણી રેડવા છતા ડાંગર ઉગતી નથી જેટલા જન્મ્યા તે બધા મરવાના છે મરવુ નવુ છે જ નહી જન્મ લેવો તે જ નવુ છે માટે મરણથી ડરવાનુ નહી, પણ મરણને સુધારવાનુ છે

માણસ ગમે તેટલો દેખાવડો હોય, છતા તે વૃદ્ધ થવાનો, વાળ ધોળા થવાના, અને દાત પડી જવાના, રોગ આવવાનો રોગ આવે તે પહેલા જ તેની તૈયારી કરી રાખવાની છે દુ ખને હસીને સહન કરો એટલે દુ ખ હળવુ બની જવાનુ જે થવાનુ છે, તે થવાનુ છે, તેથી કર્મ બ ધનને હળવા કરવા ત્યાગ, તપ, સ યમની આરાધના આવશ્યક છે આથી દુ ખ આવશે તોય તે દુ ખી નહી કરે



સોનાની વીટી થઈ, વીટીમાથી એરીંગ થયા આમ ઘાટ બદલાયા, પણ સોનુ તો તેનુ તે જ રહે છે તેવી રીતે આત્માના આકારો બદલાયા કરે છે, પણ આત્મા બદલાતો નથી



## ૯૬ ☼ અનુમોદન

બળરામ માનતા નથી કે શ્રીકૃષ્ણ મરી ગયા છે, તે તો તેમને નિદ્રાધીન સમજે છે. તેથી તેમની પાસે બેસી રહે છે. છેવટે બળદેવને સમજાવવા દેવો આવે છે, અને તેમની પાસે રહેલ પથ્થર પર કમળ ઉગાડવા પ્રયત્ન કરે છે, ત્યારે બળદેવ કહે: "પથ્થર પર કમળ ન ઉગે" તો દેવો કહે છે કે મરેલ જીવતા ન થાય. આથી બળદેવને સંસાર પર વૈરાગ્ય આવ્યો. અને તેમણે ત્યાગનો માર્ગ સ્વીકાર્યો, પોતાનું રૂપ અતિ હતું. તેથી શહેરમાં આહાર લેવા જાય તો અનેક પ્રલોભનો ત્રાસ રૂપ નીવડે. તેથી તેઓ ગામમાં આહાર લેવા જવાને બદલે જંગલમાંથી આહાર મેળવી લેતા.

જંગલમાં વસવાટ વધવાથી, પોતાના અતિશય આત્મીયતાને લીધે પશુ, પક્ષી તેમની પાસે નિર્ભય બની આવવા લાગ્યા, ને બળરામની પાસે સિંહ, વાઘ, મૃગલાં બધા જ આવીને બેસે છે. તેમાં એક મૃગલું બળ-રામની સેવા કરવા લાગ્યું. જંગલમાં કોઈ મુસાફર આહાર

કરતો હોય તે જોઈને હરિણિયુ દોહતુ આવે અને બળરામ મુનિના પગ ચાટે એટલે બળરામને ખ્યાલ આવે કે વહોરવા જવાનુ છે જ્યારે બળરામ મુનિ વહોરતા હોય ત્યારે હરણિયાને વિચાર આવે કે "હુ મનુષ્ય હોત તો મુનિને વહોરાવત"

કરણ, કરાવણ ને અનુમોદન—એ સરખા ફળ ઉપજાવે હરણિયુ મુનિને આહાર આપી શકતુ નથી, પરતુ તે અપાવવા પ્રયત્ન કરે છે આહાર આપનાર ઉલ્લાસથી મુનિને વહોરાવે છે આમ આ મુનિ, વહોરાવનાર ને હરણિયુ ત્રણે ઊભા છે, ત્યા ઝાડની ડાળી તૂટી પડતા ત્રણે મૃત્યુ પામીને દેવલોકમા જાય છે આમ ભાવના ભાવનાર પર ઉત્તમ ફળ મેળવે છે



અશુભ કર્મના ઉદય વખતે શુભ વિચારો કરવાથી અશુભ કર્મ શુભમા ફેરવાઈ જાય છે, પ્રતિકૂળતામા પણ અનુકૂળતા આવી જાય છે નવકાર મત્રના પ્રભાવથી અનિષ્ટ દૂર થઈ જાય છે અને ઈષ્ટનો સયોગ થાય છે



# ૯૭ ☼ સારપ

નાના મોટા—આબાલવૃદ્ધ દરેકને સારૂં થવું ગમે છે ગાંડા પણ પોતાની જાતને સારા જ સમજતા હોય છે. ગાંડાઓની સાથે જે ડોકટરો સતત રહે છે, તેમાંથી કોઈક તો ગાડા જેવા બની જાય છે. ગાડામાંથી ડાહ્યા થયેલને ગાંડાના સુપ્રીન્ટેન્ડન્ટ બનાવવામાં આવે છે.

મોઢે સારૂં બોલનાર અનેક છે, પણ પાછળ સારું બોલનાર કોઈક જ હોય છે.

ભમરીનું ધ્યાન ધરતાં ઈયળ ભમરી બની જાય છે, તેમ સારાનો વિચાર કરતાં એક દિવસ સારા થઈ જવાય છે, ખરાબ જોતાં ખરાબ થઈ જશો. મોચીનુ આલિંગન કરતાં અત્તરવાળાનો તમાચો સારો છે. હંસની માફક નીરક્ષીર વિવેક જાળવવાનો છે. દૂધ અને પાણીમાંથી હંસ દૂધ પીએ છે. તેમ જગતમાં સારા નરસામાં જે સારૂં હોય તે જ લેવું.

સંસારમાં દુર્ગુણ જોવાં એ ગટર જોવા બરાબર

છે સદ્ગુણ જોવાથી ઉર્ધ્વગામી બનાય છે, દુર્ગુણ જોવાથી અધોગામી થવાય છે જ્ઞાનીની, સુકૃત્ય કરનારની, પરમેશ્ર શ્રેય કરનારની પ્રશસા કરવાની છે માર્ગ બનવા માટે પુરુષાર્થ કરવાનો છે, કદાચ મુસીબત આવી પડે તો મૂઝાવુ નહી વીસ રોટલી સારી બની હોય તો તેમા એકાદ ડાઘવાળી બની જાય જગતમા પૂર્ણ તો એક ભગવાન છે, બાકી બધા અપૂર્ણ છે આત્માને સારો શુદ્ધ બનાવવાનો છે, શાશ્વત્ સુખી બનાવવાનો છે, તે માટે પ્રયત્ન કરશો તો કર્મના વાદળ વીખરાઈ જશે ને ઝગમગ હળતો આત્મા પ્રકાશી રહેશે તેથી સારા બનો, સારૂ બોલો, સારૂ આચરો, સારા થવામા સફળતા છે, સિદ્ધિ છે સારા બનવા સાહસ ખેડવુ પડે, પણ અ તે જીવન મીઠાશ ભરેલ બનશે આજને સારી બનાવશો તો આવતી કાલ સારી હશે આ જીવન સારૂ બનાવશો તો પછીનુ જીવન સુ દર હશે

---

પ્રેયસમા મન દોડે છે, શ્રેયસમા આત્મા દોડે છે મનને ભમતુ રાખવાથી આપણુ અધ પતન થાય છે ચ ચળ મનને જીતવાનુ છે, કેળવવાનુ છે મન અને પાણી ને ઢાળ મળે તો નીચે ઉતરી જાય છે ભક્તિના પ પથી મનને ઉપર લઈ જવાનુ છે મનને સાધ્યુ, તેણે સર્વ સાધ્યુ



## ૯૮ ☼ દુર્લભ

મનુષ્યજન્મ, શાસ્ત્રોનું શ્રવણ, શ્રદ્ધા અને ચારિત્ર—એ ચારે દુર્લભ છે. જ્ઞાની કહે છે કે પૈસો કિંમતી છે, પણ તે મનુષ્યજન્મને લીધે જ છે.

પૈસા કરતાં પૈસાને સમજનારની કિંમત વધારે છે. જગતમાં મોંઘામાં મોંઘો જન્મ મનુષ્યજન્મ છે. એકેન્દ્રિય થી પંચેન્દ્રિય સુધીમાં કરોડો વર્ષ વીતાવ્યાં પછી ઘણાં ઘણાં દુઃખો સહન કર્યા પછી મનુષ્ય જન્મ મળે છે. આપણને મીઠાઈની કિંમત છે, પણ તેમાં કીડીઓ મરી જાય તેની કિમત નથી.

આપણને તડકો ગમતો નથી, ઠંડક ને ગળપણ ગમે છે. તેમ કીડીને તડકો ગમતો નથી, પણ ઠંડક ને ગળપણ ગમે છે. ગળપણ હોય ત્યાં સંખ્યાબંધ કીડીઓ આવી જાય છે. રેતીમાંથી ખાંડના કણ કીડી શોધી શકે છે. માનવી કરતાં કીડીની ઘ્રાણેંદ્રિય વધારે સતેજ હોય છે. માનવી કરતાં વધારે દોડાદોડ કીડીઓ કરે છે એટલે કે કીડી અને માનવીમાં આત્મા સમાન છે.

મનુષ્યજન્મ ઘણા પુણ્યના પૂંજ ભેગા કર્યા પછી જ મળે છે તે મેળવવા અનંતાનંત જીવો પ્રયત્ન કરી રહ્યા છે પૃથ્વી, અપ્, તેઉ, વાયુ અને વનસ્પતિના જીવોને મનુષ્યજન્મ જોઈએ છે

મૃત્યુ આવે ત્યા સુધી નોટોની પાછળ જીવનને વેડફવાનુ નથી, કારખાના અને ફેક્ટરીઓમા જીવનને ખર્ચી નાખવાનુ નથી ઘડપણમા બને તેટલુ આત્મધન ભેગુ કરી લેવાનુ છે જિંદગીમા બહુ જ થોડા દિવસો આત્મા માટે આપણે વાપરીએ છીએ આખા જગતની ચિંતાઓમા સમય પસાર નથી કરવાનો

મનુષ્ય જન્મમા જ પોતાનુ દુઃખ વ્યક્ત કરી શકાય છે બળદને તરસ લાગી હોય અને પેટમા શૂળ આવતી હોય તે વખતે તે જરા ધીમો ચાલે તો ઉપરથી તેને ચાબખા પડે છે સુખ દુઃખ વ્યક્ત કરવાની શક્તિ માત્ર મનુષ્યને જ મળી છે પશુઓને દુઃખદર્દ થાય તો તેઓ તે કહી શકતા નથી જ્ઞાન વ્યાખ્યાન અને શ્રવણથી મનુષ્યભવ મધુર બનાવવાનો છે તપ, ત્યાગથી આનંદ વધવાનુ છે

તેજોલેશ્યામા ઝગઝગાટ છે, સૂર્ય જેવુ તેજ છે, જ્યારે શુક્લલેશ્યામા શીતળતા છે, ચંદ્ર જેવુ તેજ તેમા છે સૂર્ય સામે કોઈ જોઈ શકતુ નથી, અને ચંદ્ર સામે કલાકો સુધી જોવાથી આંખને ઠંડક મળે છે



## ૯૯ ☼ ધન્યતા

માનવે પોતાના જીવનને ધન્ય બનાવવાનું છે. કરુણા, સરળતા, મૃદુતા અને નિર્લોભતા આપણા જીવનમાં હોવા જોઈએ. સુખનાં સાધનો મેળવવામાં આપણે સદ્‌ગુણોને ભૂલી જઈએ છીએ વધારે લાભ મેળવવા જઈએ ત્યારે આપણે બીજાને નુકસાન કરી બેસીએ છીએ. આપણે પાપ કરતાં અટકી જઈએ તો તે પુણ્ય કર્યા બરાબર છે.

નાનકડું ગુલાબનું ફૂલ હોય છતાં દરેકને તે ગમે છે, કારણ કે તેનામા કોમળતા, સુવાસિતતા અને સૌંદર્ય છે; તે પ્રમાણે જેનું હૃદય પુષ્પ સમાન કોમળ હોય તે માણસની સુવાસ ચારે બાજુ પ્રસરે છે

સહન કરવામાં વજ્ર જેવા કઠોર થવાનું છે. અન્ય પ્રત્યે ફૂલ સમાન કોમળ થવાનું છે. જેવી રીતે કોમળતા બીજાનું ધ્યાન ખેંચે છે, તેવી રીતે સુંદરતા પણ બીજાનું ધ્યાન ખેંચે છે. યોગીઓની સૌમ્ય મૂર્તિને જગત પૂજે છે.

સુંદરતાનો જન્મ કોમળતામાંથી થાય છે. કર્કશતા દુનિયામાં કોઈને ગમતી નથી. ઘરમાં શાંતિ જોઈતી હોય તો પહેલાં કર્કશતા દૂર કરીને મધુરતા વાણીમાં લાવવી

જોઈએ ગાડામા ચાલતી વખતે અવાજ આવતો હોય તો તે કોઈને ગમતો નથી

ભોગના સાધનોમા કાપ મૂકીને સ્વાર્થી ન બનતા બીજાને મદદ કરવી જોઈએ તે માટે ઉપરથી કઠણ અને અંદરથી પોચા કોપરાવાળા નાળિયેર જેવા બનવાનુ છે જે માણસે આગળ વધવાનુ છે, તેને નાળિયેર જેવા બનવાનુ છે અને હૃદયને કોમળ ને મૃદુ રાખવાનુ છે

આજે એમ વિચારવાનુ છે કે અત્યારે હુ સુખી છુ પણ જગતમા દુખી કેટલા છે? મારે નફો જોઈએ છે, તો બીજાને પણ નફો જોઇએ છે થોડી કમાણીમા માનવતા છે આજે વધારે કમાણીમા માનવતા ચાલી ગઈ છે

બાળક કોમળ છે માટે તે દરેકને ગમે છે તેમ તમે કોમળ બનશો, તો દરેકને ગમશો સુગધી પદાર્થો કોમળ ને પોચા હોય છે ફૂલ કોમળ અને સુવાસિત છે

> ફટબોલ વિચારે છે કે મને આખી દુનિયા લાતો કેમ મારે છે? તત્ત્વજ્ઞાની કહે છે કે 'તારામા અહંકારની હવા ભરેલી છે, તેથી તને બધા લાતો મારે છે, જો તુ તે હવા કાઢી નાખશે તો તને કોઈ લાતો નહી મારે'



# ૧૦૦ ✡ વિચારવૈભવ

વિચારો તો સારા જ રાખવાના છે. સારા વિચારોથી વાણી સારી થશે, કોમળ થશે. તેની સુવાસ ચોતરફ ફેલાશે. કોઈ વાર ભૂલ થાય તો તેનો પશ્ચાત્તાપ થવો જોઈએ. જેમ ઘઉંમાંથી કાંકરા કાઢી લો, તો રોટલી સારી બનશે. તેમ વાણીમાંથી કાંકરા જેવા કર્કશ શબ્દો કાઢી નાખો. તે માટે આપણે આપણી ભૂલોને સુધારવાની છે.

શાસ્ત્રરૂપી અરીસો આપણી ભૂલોને બતાવે છે. આપણી આંખો જગતને જોઈ શકે છે. પણ પોતાને જોઈ શકતી નથી. પોતાને જોનાર તો પ્રભુની વાણી જ છે. આપણા દોષને આપણે જોઈ શકતા નથી, પોતાનો ન્યાય તોલનાર તો પ્રભુ જ છે જ્ઞાનના અરીસામાં આત્માને જોવાનો છે માણસાઈ છે કે નહીં તે અરીસામાં દેખાય છે. સાદા અરીસામાં માનવની આકૃતિ દેખાય છે, પણ અંદર દાનવતા હોય તો તે જણાતી નથી. બીજાનો વિચાર પહેલાં કરવાનો છે, બીજાને દુઃખ થાય તેવું બોલવાનું, કરવાનું કે આચરવાનું નથી. બીજાને દુઃખી કરી અભિમાની

બનવાનુ નથી આવા થોડા સમય મત્તા પ્રભાવ દર્શાવી નાકે અજ્ઞાન જ આવા વિચારો આપે છે અમાસની રાત્રે તારાઓ મલકે છે કે અમારૂ તેજ કેવુ સુદર છે! રજની પતિ આવે છે એટલે તારાઓ સામુ કોઈ જોતુ નથી અને પછી ચદ્ર મલકાય છે, પણ મવાર પડતા સૂર્ય ઉગતા ચદ્ર ફીક્કા રોટલા જેવો બની જાય છે આપણો દશકો ઉત્કર્ષવાળો હોય ત્યારે મારા કામ કરીને સેઇફ વોલ્ટમા મૂકી દેવાના છે સારા કામ પહેલેથી કરી લેવાના છે, તેનો વાયદો નથી કરવાનો, નહિતર વિચાર બદલાઈ જશે તો કાર્ય અટકી જશે

મારા કામમા ને સારા વિચારોમા વિઘ્નો ઘણા જ આવે છે માટે મારા વિચારોને સારા કાર્યમા ફેરવી નાખી સદ્‌ગુણો ને સદ્‌લાગણી એકત્રિત કરો તેથી જીવન મધમઘતુ બનશે



કોલમા વેચતો વેપારી સ્નાન કરીને સુદર કપડા પહેરીને બહાર ફરવા નીકળે છે, ત્યારે તે સુખનો અનુભવ કરે છે, તેમ ઇન્દ્રિયોમાથી, કામ ભોગમાથી બહાર નીકળીને અનાસક્ત બનતો આત્મા સુખનો અનુભવ કરે છે



# ૧૦૧ ✡ ચારિત્ર

ચારિત્ર સ્વર્ગના સુખ માટે નહીં, પણ મનની શાંતિ માટે છે. આ આત્મા અનાદિકાળથી અશાંત બન્યો છે, તેને શાંતિ આપનાર ચારિત્ર જ છે. સંસારની નિવૃત્તિ જ શાંતિ અપાવે છે, અને મોક્ષને અપાવનાર ત્યાગ છે. દેવલોકમાં પણ જીવન અશાંત થઈ જાય છે. સંયમનો રંગ આપણને મુક્ત બનાવે છે અને પરિગ્રહના બંધનમાંથી છોડાવે છે

આપણે રંજન છીએ, પ્રભુ નિરંજન છે. સંયમના રંગ જેવો બીજો કોઈ રંગ નથી. સંયમના સુખ આગળ સંસારના કે દેવલોકના એકે સુખની સરખામણી થઈ શકતી નથી.

ચારિત્રમાં છોડવાનું થોડું છે, મેળવવાનું ઘણું છે. ચારિત્રમાં જે મેળવીએ તે સાથે આવે છે, સંસારમાં જે મેળવીએ, તે કાંઈ પોતાની સાથે આવતું નથી. સંસારમાં આખો દિવસ અશુભ પ્રવૃત્તિમાં પસાર થાય છે. ચારિત્રમાં આખો દિવસ શુભ પ્રવૃત્તિમાં વ્યતીત થાય છે. અનુત્તરના દેવો એક વર્ષમાં જે સુખો ન ભોગવે, તેટલાં સુખો એક દિવસના ચારિત્રમાં છે.



# ૧૦૨ ☼ સાધુ ને મસાફ઼ી

સહન કરે તેનુ નામ સાધુ છે ક્ષમાશ્રમણ એટલે જ સાધુ સાધુમા ક્ષમા હોય, સમજણ હોય મસાફ઼ીમા સમજણ જોઈએ તેવી હોતી નથી સાધુ તો ચ દન જેવા છે કુહાડાના મુખ જેવાને તે સુવાસિત કરે છે વેરાગી નહી, પણ ઉપયોગથી સાધુને જાણી શકાય છે

સાધુનો આન દ અ દરની સમજપુમાથી આવે છે તેમના જીવનમા આત્મરમણતા હોવાથી આખુ જીવન સ તોષમય હોય છે અહી છે સ્વ ઉદયની ભાવના ને તેમા અ તર્ગત રહેલ છે સર્વોદયની ભાવના

સમ્ સરતિ ઇતિ સ સારી મ સાફ઼ીઓ ફ઼રતા જ હોય છે એક ભવમાથી બીજા ભવમા ફ઼રવાનુ હોય છે હુ તો આ દુનિયાનો રહેવાસી નથી, પણ પ્રવાસી છુ

ભાઈ, તુ તો કમળના પાદડા પર પાણીના બિ દુની માફક બેઠો છુ, તો જે સારૂ કામ કરવાનુ હોય તે જલદી કરી લે, કારણ કે જવાનો ટાઈમ નક્કી નથી પણ જવાનુ છે, તે સાચુ છે

આપણુ આખુ જીવન મ સાફ઼ની દરેક વાતોમા આસક્ત છે મ સારીને ફ઼રવાના સ્થાન ચોરાસી લાખ જીવયોની છે



## ૧૦૩ ✲ ધન્યજીવન

જ્ઞાનના અંજનથી આપણી પશુતા દૂર થાય છે. વિદ્યાના અંજનથી આપણા અંતરનું તિમિર દૂર થાય છે. સંસારમાં માનવી જન્મથી પ્રાકૃત હોય છે, અને વિદ્યાથી તે સંસ્કારી બની જાય છે માનવતા આવતાં દાનવતા ચાલી જાય છે. લોટને કેળવવાથી રોટલી સુંદર બને છે, તેમ જીવનને કેળવવાથી જીવન સુંદર, સંસ્કારી ને શુદ્ધ બને છે. કેળવવું તેનું નામ જ કેળવણી છે અને કેળવાયેલ જીવન ઉત્તમ બની જાય છે.

જ્યાં કેળવણી, સંસ્કાર અને ત્યાગ હશે, ત્યાં જીવન ધન્ય અને પવિત્ર બનશે.

જ્ઞાનની ઉપાસના કરનારે જ્ઞાનીની અને જ્ઞાનનાં ઉપકરણોની પૂજા કરવી જોઈએ, જ્ઞાનીનું બહુમાન કરવું જોઈએ. ઊંચે સ્થાને બેસી શ્રેણિક ચાંડાળ પાસેથી વિદ્યા પામી શકતો નથી, પણ ચાંડાળને ઊંચે સ્થાને બેસાડ્યો પછી શ્રેણિક તેની પાસેથી વિદ્યા પામી શક્યો.





# ૧૦૪ ☆ સાધુ

પોતાના (સ્વના) અર્થીને સ્વાર્થી કહેવામા આવે છે સ્વ એટલે ચૈતન્ય પર એટલે બાહ્ય વાતો દુનિયાનો અર્થી સ્વાર્થી અને સ્વનો અર્થી સ્વાર્થી છે, પણ તે બન્ને સ્વાર્થીમા ઘણો ફેર છે જગતના માણસો અને સાધુ સતો બન્ને સ્વાર્થી, પણ સસારી ફોતરા સમાન છે અને સાધુ દાણા સમાન છે

અર્થની પ્રધાનતા દુનિયામા ખૂબ જ છે,

બાહ્ય પદાર્થોની મમતાથી મોક્ષ દૂર ચાલ્યુ જાય છે "મારે જવાનુ છે અને ચોક્કસ જવાનુ છે" તેમ છતા બાહ્ય પદાર્થોની મમતા ઓછી થતી નથી

આત્માને ઓળખીને આત્માની સાધના કરનાર સાધુ સાચા સ્વાર્થી છે

સ્વનો એટલે આત્માનો વિચાર જીવનભર કરવાનો છે આત્માના વિચારથી મરતી વખતે આનદથી મરાય છે સાધુ મરી જાય ત્યારે કોઈ રડતુ નથી, કારણ કે તેમનુ જીવન સાધનામા પસાર થયેલ હોય છે સાધુ

જ્યારે ઉપાશ્રયમાં રહે છે, ત્યારે તેના પર મમત્વ ભાવ હોતો નથી આપણને સંસારીને ભૌતિક પદાર્થો ઉપર મમત્વ ભાવ હોય છે. સાધુનું જીવન સાધનામાં પસાર કરેલું છે, તેથી તેમના મરણ બાદ "જય જય નંદા, જય જય ભદ્રા"ના નાદ થાય છે, અને તેમનો દેહ ચંદનથી બળાય છે.



ઉપાધ્યાય

સમાજ અને શિષ્યોને પાઠક–ભણાવનાર ઉપાધ્યાય ભગવંત છે. ખરબચડા લાકડાને પોલિસ કરીએ તો તે સરસ લીસું બની જાય છે. માટીમાથી મહા માનવ બનાવનાર ઉપાધ્યાય ભગવંત છે.

વૃક્ષને ઉપરથી તાપ પડે છે, પણ નીચે શીતળતા હોય છે. એથી જ કેરી પાકે છે. ઉપાધ્યાય ભગવંતો કદાચ બહારથી ગરમ થાય તોપણ અંદરથી શીત હોય છે.

ઉપાધ્યાયનો વર્ણ લીલો છે. લીલા રંગની જેમ ઉપાધ્યાયનું હૃદય જ્ઞાનથી લીલુંછમ રહે છે. સ્વાધ્યાયમાં જેનું મન લીન બની જાય છે, તેવા ઉપાધ્યાય જગતમાં માનરૂપ છે.



# ૧૦૫. ✲ યોગ

યોગના પ્રવાહમાં જે આત્માને ઊર્ધ્વગતિ પ્રાપ્ત કરવી છે, તે આત્માને પાપના પ્રવાહો રોકવા પડે છે, આશ્રવના કારણોને રોકવાના છે, સંવરથી આશ્રવનું રોકાણ થાય છે

મનને, વચનને અને કાયાને ગોપવવાના છે કાચબાની માફક ઇન્દ્રિયોને ગોપવવાની છે વચનને મૌન આપો, ઇન્દ્રિયોને સંયમમાં રાખો, અને મનને જીવનના ધ્યેય માર્ગે દોરો

ઇન્દ્રિયોને બંધ રાખવા માટે ગુપ્તિની જરૂર છે ઇર્યાસમિતિપૂર્વક ચાલવાનું છે મનનો તવો જો ચોખ્ખો ન હોય, તો તેને પહેલા ધર્મથી સાફ કરવાનો છે, નહિતર તેવા તવા ઉપર સારી વસ્તુ પણ બળી જાય છે

યોગની શક્તિ અદ્દ્ભુત છે દુનિયાની વિપત્તિ રૂપી વેલડીઓ છેદવા માટે યોગ કુહાડીરૂપ છે યોગથી ચંચળ મન સ્થિર બને છે યોગીઓ મનના શિલ્પી પેઈન્ટર છે

❶



# ૧૦૬ ☼ વિચાર

વિચારોનું બળ સૌથી વધારે છે, એટમબૉમ્બ કરતાં પણ વધારે બળવાન વિચારો છે. વિચારોને ધીમે ધીમે શુદ્ધ ને સાત્વિક બનાવવાના છે. વરાળથી મોટા એંજિનો ચાલે છે. શૂન્યતાના વિચાર નહીં, પણ સભર વિચાર કરવાના છે.

મહાપુરુષ એ પ્રજાના વિચારોનું સંતાન છે. રેડિયો સ્ટેશનથી પ્રસરતો અવાજ દુનિયાના ખૂણે ખાંચરે પહોંચી જાય છે, તેમ આપણા વિચારો આખા વિશ્વમાં પ્રસરી જાય છે.

વિચારોને જેમ બને તેમ સુવાસભર્યાં બનાવવાના છે, જેથી જીવન સુવાસભર્યું બની જશે.

જે બીજાનું બૂરું વિચારે છે, તેનું તો પહેલાં જ બૂરું થઈ જાય છે. એક ઘાંચીને બળદ હતો અને કુંભારને ગધેડો હતો. ઘાંચી મુસલમાન હતો તેથી અલ્લાહને બંદગી કરે કે કુંભારનો ગધેડો મરી જાય તો સારૂં. પણ થોડા દિવસમા ઘાંચીનો બળદ મરી ગયો. બીજાનું બૂરું ઇચ્છતાં આપણું જ બૂરું થઈ જાય છે. દિવાસળી પોતાનું

મોહુ બાળીને જ બીજાને બાળી શકે છે ભલાઈથી જ આપણુ ભલુ થાય છે, અને બુરાઈથી જ આપણુ બૂરુ થઈ જાય છે

વિચાર સૂક્ષ્મ છે, અને વસ્તુ સ્થૂળ છે સ્થૂળની શક્તિ ઓછી છે, અને સૂક્ષ્મની શક્તિ વધારે છે જેમ સૂક્ષ્મતા વધતી જાય તેમ તેમ શક્તિઓ વધવા માડે છે વસ્તુ કરતા ક્રિયા સૂક્ષ્મ છે, પણ ક્રિયા કરતા વિચાર વધારે સૂક્ષ્મ છે કાર્ય પોતે ખરાબ નથી તેના ખરાબ વિચારો ખરાબ કામ કરાવે છે

માબાપ કે મોટા ઘરમા સત્ય બોલશે, તો તેની અસર બાળક પર થવાની ને તે સત્ય બોલતા શીખશે નાના બાળકોને એવી રીતે કેળવવા કે "તમે અસત્ય બોલશો, તો તમને સજા કરીશુ, અને સત્ય બોલશો તો ગમે તેટલુ નુકસાન થાય છતા અમે તમને સજા નહી કરીએ"

બાળકોને જૂઠુ બોલવાની ટેવ પહેલા તો આપણે પાડીએ છીએ અને પછી બાળકોનો વાક કાઢીએ છીએ ઘરમા પતિ-પત્ની એકબી તથી કાઈ ને કાઈ છૂપાવતા હોય તો તે અસત્યનો દુર્ગુણ બાળકમા ધીમે ધીમે આવી જાય છે બાળક તો નેગેટીવ ફિલ્મ પ્લેટ સમાન છે



## ૧૦૭ ✡ આત્મોદ્ધાર

માણસે પોતાનું અસ્તિત્વ સાચવીને આત્માને યાદ રાખીને જીવવાનું છે. આત્માને કદી ભૂલવાનો નથી અને ઉપયોગથી જીવવાનું છે. બાહ્ય વસ્તુમાં આખું જીવન સમર્પણ નથી કરવાનું, પણ આત્માનો ઉદ્ધાર કરવા માટે જીવવાનું છે.

આત્મા છે તો પરમાત્મા છે, અને આત્મા છે તો ધર્મ છે. આપણા આત્માનો ઉપયોગ પાપની પ્રવૃત્તિમાં થાય તો આત્મા પાપી બની જાય છે, પણ જો આત્માનો ઉપયોગ ધર્મમય હોય તો આત્મા ઉચ્ચ બની જાય છે.

આત્માનો મિત્ર આત્મા જ છે, અને શત્રુ પણ આત્મા જ છે. આત્માને વિવેકી અને જ્ઞાની બનાવવો પડશે અવિવેકી આત્મા શત્રુ બની જાય છે. લોભથી મમ્મણ શેઠનો સંસાર વધી ગયો. એક સાધુ ક્રોધના આવેશથી થાંભલા સાથે અથડાઈને ચંડકૌશિક નાગ થયા. માયાથી મલ્લિ કુંવરીને સ્ત્રીનો અવતાર લેવો પડ્યો. માનથી બાહુબલીને કેવળજ્ઞાન પ્રાપ્ત થતું ન હતું. આત્મોદ્ધાર માટે બધે વિવેકની જરૂર છે.

ગળુ કાપનારા શત્રુ કરતા અવિવેકી આત્મા ઘણુ નુકસાન કરે છે

સમ્યક્ત્વ જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે આત્મા સ્થિર બને છે, ઉર્ધ્વગામી બને છે ને સમ્યક્ત્વ આવતા બધી ધર્મક્રિયાઓ ફળદાયી બને છે સમ્યક્ત્વ તો નાક જેવુ છે તે આવતા વિવેક જાગી જાય છે ક્રિયામા અભિમાન અને તપશ્ચર્યામા ક્રોધ આવે તો સમજવુ કે હજુ આપણામા સમ્યક્ત્વ આવ્યુ નથી ધર્મક્રિયા ધાધલ નથી, પણ આત્માની શાતિનો માર્ગ છે



તૃષ્ણા મનુષ્યને મરતા લગી છોડતી નથી દુનિયાનુ બધુ સોનુ અને ચાદી માનવીને મળી જાય તોપણ તેની તૃષા કોઈ દિવસ છિપાતી નથી દાત જાય છે, વાળ કાળા થઈ જાય છે, શરીરનુ તેજ જાય છે, તોપણ મનુષ્યની તૃષ્ણા છીપાતી નથી ગઈ કાલે એકદમ ભૂખ્યા થયા હોઈએ અને પછી જમીએ પણ પાછા આજે તો ગઈકાલ જેવા જ ભૂખ્યા થઈ જઈએ છીએ અન તાકાળથી ખાધેલા ખોરાકને ભેગો કરીએ તો એક મોટો ડુગર થઈ જાય આમ તૃષ્ણાનો તાગ નથી



# ૧૦૮ ☼ સાધના

આપણે જીવનમાં બગડી ગયેલા દિવસોને યાદ કરીને આપણે વર્તમાનને બગાડી નાંખવાનો નથી. જેમ ડાયરી-માંથી નકામાં પાનાં કાઢીને બાકીનાં પાનાનો સદુપયોગ કરીએ છીએ, તેમ જેટલું હવેનું જીવન બાકી છે, તેને સુધારી લેવાનું છે અને વર્તમાન તથા ભવિષ્યને ઉજ્જવળ બનાવવાના છે. તે બનાવવા માટે સતત સાધના કરવાની છે, પુરુષાર્થ કરવાનો છે.

જેને આ જગતમાં તૃષ્ણા નથી, તેને કોઈ કામ અઘરૂં લાગતું નથી. દેહની તૃષ્ણા ઘટાડીને આત્મજાગૃ-તિનો જ વિચાર કરવાનો છે. સંસાર પર વિજય મેળવવા માટે પણ શરીરને એક બાજુ મૂકવું પડે છે. લડાઈમાં પણ મરણીયા થવું પડે છે તો આત્મા પર વિજય મેળવવા શું શું ન કરવું પડે ?

દરેક કાર્યમાં પ્રાણ રેડવો પડે છે, અને પછી જ તે કાર્યની સફળતા મળે છે.





## ૧ ઘડિયાળ

ડાહ્યા અને ગાંડામા શો ફેર ? બન્નેને ઘડિયાળની સાથે સરખાવાય ઘડિયાળમા નાનો કાટો ડાહ્યો છે અને મોટો કાટો ગાડો છે મોટો કાટો ઉતાવળીયો છે અને નાનો કાટો શાત છે મોટો કાટો ઉતાવળથી આખુ ડાયલ ફરે ત્યારે નવથી દસ વાગે છે, જ્યારે નાનો કાટો ૯ થી ૧૦ સુધી જ ફરે છે, ત્યારે એક કલાક થાય છે જેમ ઘડિયાળની કમાન છટકી જાય છે, તેમ આવા ઉતાવળિયા માણસ પોતાના મગજની સ્વસ્થતા ગૂમાવે છે

## ૨ શબ્દની શક્તિ

જેમ વરાળમા કચરો આવી જાય ને એન્જિન અટકી જાય, તેમ મનમા કચરો ભરાય તો તે અટકી જાય, માટે શુભ ભાવથી તેને શુદ્ધ રાખો મનમા અશુભ ભાવ થઈ જાય તો તેને બોલી જવુ નહિ, પણ મનમા પાછુ ખેચી લેવુ ડાહ્યા માણસો વિચારીને બહુ જ થોડુ બોલે છે, પાગલ જેમ તેમ બોલે છે

શબ્દોની તાકાત દુનિયામા ઘણી જ છે બગડેલા વાતાવરણને સુધારવાની તાકાત સુયોગ્ય રીતે વ્યવસ્થિત બોલાયેલા શબ્દોમા છે



### ૩ આચાર્ય

આચાર્ય તે મુનિરૂપી તારાઓમાં ચંદ્ર જેવા જોઈએ. જગતને અજવાળનાર દીવા સમાન આચાર્ય જ છે. સ્વદર્શન અને પરદર્શન બન્નેનો ખ્યાલ આચાર્યને હોવો જોઈએ. આચાર્યની પાસે જગતના બધા જ પ્રશ્નોના જવાબ હોય છે. શાસનના રાજા તે આચાર્ય છે. તેથી આચાર્યનું સ્થાન શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. પાંચ મહાવ્રતથી તેમનો પ્રભાવ શ્રેષ્ઠ હોય છે.

*

### ૪ ભાઈબીજ

પ્રભુ મહાવીર નિર્વાણ પામ્યા, ત્યારે મોટાભાઈ નંદીવર્ધનને વધારેમાં વધારે વિષાદ થાય છે. નંદીવર્ધન વ્યાકુળ બની જાય છે, અને આંસુની નદીઓ વહાવી રહ્યા છે. ભગવાન પ્રત્યેનો રાગ તેમને રડાવે છે. તે સમયે ભગવાનની બેન નંદીવર્ધનને સમજાવવા આવી બીજે દિવસે નંદીવર્ધનની બેન પ્રિયદર્શના પોતાને ઘેર બોલાવીને સુંદર ભોજન જમાડે છે. તે સમજાવે છે : 'રડવું કોના માટે ? રડે છે કોણ ? શા માટે રડવું જોઈએ ? આથી નંદીવર્ધનને શાંતિ વળી અને બેનને ત્યાં ભાઈએ ભોજન લીધું, તેથી આ દિવસ પ્રખ્યાત થયો ભાઈબીજ તરીકે. બેને સમજાવ્યું : 'મરતું કોઈ નથી. આત્મા તો અમર છે.' આથી ભાઈનો વિષાદ દૂર થઈ ગયો.



### ૫ બ્રેક

જેમ ગાડીમા બ્રેક મુખ્ય છે, તેમ માણસને ગુરુરૂપી બ્રેકની જરૂર છે તેમના ઉપદેશથી તેનુ જીવન અંકુશમા રહે છે, અને તેને કદી લપસી જવાનો વખત આવતો નથી રાજાઓની શક્તિને નિયંત્રિત કરનાર ગુરુ હોવા જોઈએ શ્રીકૃષ્ણ પણ શ્રીનેમજીને આદરણીય માનતા, શ્રેણિકે મહાવીરનુ આલંબન લીધુ હતુ, કુમારપાળ હેમચંદ્રાચાર્યની સલાહ લેતા શિવાજી સમર્થ રામદાસની સલાહ અનુસરતા

*

### ૬ સામાયિક

મનયોગ, વચનયોગ ને કાયયોગનુ ધ્યાન રાખીને સામાયિક કરવાનુ છે સામાયિકમા સાવદ્ય વચન બોલવુ જોઈએ સામાયિક પ્રેમથી, ઉત્સાહથી ઉલ્લાસથી, ઉમંગથી કરવુ જોઈએ, તેના ઉપકરણો શુદ્ધ, ને સારા હોવા જોઈએ ૪૮ મિનિટ પૂરી થાય એટલે સામાયિક પારવુ જ જોઈએ ક્રિયામા ઉપયોગ ખૂબ જ જરૂરી છે પૌષધમા ઉપયોગ હોય છે પૌષધ આરાધના કરવા માટે જ છે



### ૭ તાકાત

જીવનની પ્રત્યેક પળમાં ધર્મ હોવો જરૂરી છે. જે વિચારો છે, તેમાંથી એક તાકાત ઊભી થાય છે. વરાળથી એંજિન ચાલે છે. માણસના મગજમાં રહેલા વિચારોની તાકાત ઘણી છે.

માણસને નિર્ભય બનવાનું છે, અભયના પ્રકાશમાં માણસે જીવવાનું છે. અનંત શક્તિ ખીલવવાનો આ માર્ગ છે. જે વિચારોને જીતે છે, તે જ જગત જીતે છે. રાત્રિની ઊંઘ દિવસના વિચારોનો પડઘો છે.

*

### ૮ બદલો

પ્રેમ બદલો નથી માગતો, જ્યારે રાગ બદલો માગે છે. પ્રેમમા ફરિયાદ નથી, જયારે રાગમા ફરિયાદ છે. વેશ્યાને ત્યા જવાની ના પાડનાર માનું કાશળ કાઢવા વેશ્યાએ માના કાળજાની યુવાન પાસે માગણી કરી. આવેશમાં અને આવેશમાં માને મારી તેનુંકાળજું વેશ્યાને આપવા જતાં, રસ્તામાં તેને ઠેસ વાગી ને તે પડી ગયો, ત્યારે કાળજું બોલે છે કે "ખમ્મા, મારા બાળ." આ અવાજથી દીકરાની આંખ ઉઘડી ગઈ. હવે દીકરાને રાગ અને પ્રેમ વચ્ચેનું અંતર સમજાયું



૯ જીવનપ્રવાહ

માનવજીવનનો પ્રવાહ જેમ વાળશો, તેમ વળવાનો છે એક પણ ક્ષણ જીવન વહ્યા વગર રહેતુ નથી જો સારા અને ઉચ્ચ પ્રવાહમા જીવનને વાળવામા આવે તો જીવન ધન્ય બને

જેમ ટ્રેનમા બેઠા હોઈએ, ત્યારે ઉઘતા હોઈએ કે પાના રમતા હોઈએ પણ ટ્રેન તો ચાલતી જ હોય છે, તેમ આપણે પ્રવૃત્તિમા હોઈએ કે નિવૃત્તિમા હોઈએ પણ જીવન તો વહી જ રહ્યુ છે

જ્ઞાનીનો પ્રવાહ દેવગતિ કે મોક્ષ તરફ જાય છે, જ્યારે અજ્ઞાનીનો પ્રવાહ નરક કે તિર્યંચ તરફ જાય છે ધર્મ અને અધર્મથી જીવનના પ્રવાહો બદલાય છે

*

૧૦ જયણા

જ્ઞાનીની બધી ક્રિયા નિર્જરા માટે હોય છે, કર્મ રહિત હોય છે, અને અજ્ઞાનીની બધી ક્રિયા કર્મ સહિત હોય છે શિષ્ય ગુરુને પૂછે છે કે 'જીવનમા ડગલે ને પગલે પાપ છે, તો જીવવુ શી રીતે?' તો ગુરુ કહે છે કે 'તુ જે ક્રિયા કરે તે જયણાથી કર' ક્રિયા પર નહી, પણ જયણા પર ખૂબ જ ભાર જૈન



## ૧૧ દંભ

સહરાના રણમાં જતાં ખચ્ચર ઉપર એક માણસ બોજો મૂકે છે. પછી આગળ જતાં તડકો ધોમ ધખે છે. ત્યાં જરા પણ છાંયડો નથી, ત્યારે ખચ્ચરની છાયા નીચે તે બેસવાનું નક્કી કરે છે. એ સમયે ખચ્ચરનો માલિક કહે : હું ખચ્ચર નીચે બેસું, કારણ કે ખચ્ચર મારું છે. પેલો બોજો મૂકનાર કહે : "હું છાયા નીચે બેસું, કારણ કે ખચ્ચરનું ભાડું મેં આપ્યું છે." આમ બેસવા માટે બન્ને ઝગડે છે અને તેવામાં બોજા સહિત પેલું ખચ્ચર ત્યાંથી જતું રહે છે.

આજે ધર્મને માટે આપણે લડીએ છીએ, પણ લડતાં લડતાં આપણી પાસેથી પેલો ધર્મ ચાલ્યો જાય છે. આમ આપણું જીવન દંભી બની ગયું છે. દરેક ક્ષેત્રમા દંભ અને શબ્દોની બનાવટ દેખાય છે.

*

દુનિયામાં વસ્તુનો દુકાળ નથી, પણ માનવીના મનનો દુકાળ છે.



## ૧૨ પરમ તીર્થ

વિશુદ્ધ મન જ માનવીનુ પરમ તીર્થ છે તે તરે છે, અને તારી શકે છે માનવીના સ્વપ્નોની દુનિયા ઘણી મોટી હોય છે ભૂતકાળને વખાણવાની, વર્તમાનને વખોડવાની ને ભાવિની લાંબી આશાઓ સેવવાની આ બધી આપણી ટેવો પડી ગઈ છે વર્તમાનને સુધારવાથી ભાવિ સુંદર બને છે જગતની ફિકર આપણે બહુ નથી કરવાની જગત આજે લોકોની વાહ વાહ ઉપર જીવે છે તમને તમારી જાત વગર કોઈ જ નહી ઓળખી શકેતો તેને ઓળખીજીવનને પુષ્પ જેવુ સુવાસિત બનાવો

*

## ૧૩ પ્રભુનુ રૂદન

ભગવાને ૬ મહિના સગમના ઉપસર્ગો સહન કર્યા અને છેવટે સગમ થાકી ગયો અને પ્રભુની માફી માગી ત્યારે પ્રભુની આખમાથી અશ્રુની ધારા વહેવા લાગી પ્રભુ રડ્યા તો શા માટે ? પોતાને દુખ પડ્યુ તે માટે ? ના પણ તેમને દુખ એટલા માટે થયુ કે આ સગમને મારો છ માસનો સપર્ક રહ્યો છતા બિચારો કાઈ પામી શક્યો નહી ! તેનુ શુ થશે ?'



## ૧૪ પ્રવૃત્તિ

નિયમિત, શાંતિપૂર્વક, સતત કરેલ ક્રિયા પરિવર્તન લાવી શકે છે. જેમ વલોણું કરનાર તારવી તારવીને માખણ ભેગું કરે છે, તેમ આપણા જીવન–અનુભવમાંથી સારૂં સારૂં તારવીને ઘડપણમાં નવનીતને (માખણને) ભેગું કરવાનું છે. તે માટે ભાષાને મધુર બનાવવાની છે. લોકોને રાજી કરવા માટે નહીં, પણ તેમને શાંતિ આપવા માટે જ વિચારો સમજણ ભરેલા હોવા જોઈએ. વર્તન પણ બીજાને મદદગાર બને તેવું જોઈએ. પ્રવૃત્તિ પછી વિચારવાનું ખૂબ જ જરુરનું છે.

*

## ૧૫ કિંમત

પાંચ ઇન્દ્રિયોમાં આંખ કિંમતી છે. લાખોના હીરાની ઓળખ કરનાર આંખની કિંમત ખૂબ જ છે. હીરાથી મૂલ્યવાન આંખ છે. આંખથી મૂલ્યવાન અક્કલ છે; કારણકે પાગલની પાસે આંખ છે, પરંતુ અક્કલ બુદ્ધિ નથી. આંખ તથા બુદ્ધિ કરતાં વધુ કિંમતી આપણો આત્મા છે, મડદાની કાંઈ જ કિંમત નથી. પાંચે ઇન્દ્રિયો વડે પ્રભુને ભજવાના છે, તેમની અપૂર્વ, અનન્ય ભક્તિ કરવાની છે.



## ૧૬ આચાર

એક બહુરૂપીએ મુનિનો વેશ પહેર્યો, ત્યારે એક શ્રાવકે તેમને વહોરવા બોલાવ્યા; અને શે૰ તેમને સોના મહોર આપે છે ત્યારે બહુરૂપી તે લેવાની ના પાડે છે, અને ચાલ્યો જાય છે

બીજે દિવસે પોતાનુ રૂપ બદલી શ્રાવક પાસે ભીક્ષા માગી, તો શ્રાવક પૂછ્યુ કે ગઈ કાલે સોનામહોર આપી, તે શા માટે ન લીધી? અને આજે તેની ભીક્ષા કેમ માગો છો? તો બહુરૂપીએ જવાબ આપ્યો કે તે દિવસે મે જૈન મુનિનો વેશ પહેર્યો હતો એટલે મારૂ વર્તન મુનિ જેવુ જ હોવુ જોઈએ મુનિ કંચન-કામિનીના ત્યાગી હોય છે આજે હુ મુનિ નથી, તેથી ભીક્ષા માગી વિચાર કરતા આચારની અસર ઘેરી પડે છે

ભરત મહારાજા અરીસા ભુવનમાં જુએ છે, ત્યારે વીંટી સરી જતા આંગળી ખાલી ખાલી લાગે છે ભરત મહારાજા વિચારે છે કે શોભા કોની? મારી કે અલંકારની? મારે તો મારી શોભાને હવે પ્રાપ્ત કરવાની છે, અને બધાય અલંકારોને ઉતારી નાખ્યા ને સંયમ માર્ગ સ્વીકાર્યો અત્યાર સુધી સંયમનો વિચાર હતો-આજે સંયમને આચારમા મૂકયુ



## ૧૭ અંતરપૂજા

પૂજા કરતી વખતે વિચારવાનું કે 'હું ક્યારે પ્રભુ બનું ?' પ્રભુના ગુણો યાદ કરીને આત્માને નિર્મળ કરવાનો છે.

ધૂમાડો ઉર્ધ્વગામી બને છે, તેમ ધૂપપૂજા કરતાં કરતાં આત્માને ઉર્ધ્વગામી બનાવવાનો છે. દીપક પૂજાથી પ્રકાશ મેળવી મોક્ષપ્રાપ્તિ કરવાની છે. અક્ષત પૂજા કરતાં કરતાં વિચારવાનું કે જેમ ચોખા અક્ષત–અખંડ છે, તેમ આપણા આત્માને અક્ષત બનાવવાનો છે. પ્રભુને પ્રક્ષાલ કરીને આત્માને શુદ્ધ ભાવનાનું સ્નાન કરાવવાનું છે; પણ આજે બાહ્ય પૂજા વધી ગઈ છે, અંતરપૂજા ભૂલાઈ ગઈ છે.

મંદિરમાં ધૂપ, દીપ અને ફૂલોથી વાતાવરણ સુગંધમય અને પ્રસન્ન બને છે. ફૂલ પણ ધોઈને, જોઈને અને ખીલી ગયા હોય તેવાં ફૂલ જ પ્રભુને ચઢાવવાં જોઈએ. કાચી કળી હોય તો તે પ્રભુને ન ચઢાવવી જોઈએ. જે ફૂલ ખરી જવાનાં હોય છે તેવાં ફૂલ ખરી જતાં પહેલાં પ્રભુને ચરણે ચઢે તો તે ફૂલ પણ ધન્ય બની જાય છે.





## ૧૮ ગુપ્ત વૃત્તિ

જેટલુ નુકસાન મનુષ્ય કરે છે, તેટલુ તિર્યંચ કરતા નથી સિંહ ભૂખ લાગે ત્યારે શિકાર કરે છે, પણ મનુષ્ય ભૂખ્યો ન હોય તોપણ તેનો શિકાર તે ચાલુ જ રાખે છે મનુષ્ય સુખી હોવા છતા, દુખીનો શિકાર કરતા જરા પણ અચકાતો નથી સિંહ શિકાર કરે ત્યારે ખબર આપીને, ગર્જના કરીને પછી જ શિકાર કરે છે માનવી તો છૂપાઈને, વૃત્તિઓને સતાડીને શિકાર કરે છે

*

## ૧૯ દાન

ખેતરમા વવાયેલ એક દાણો અનેક દાણા આપે છે, તેમ દાનના તો અનતા દાણા થઈ જાય છે પુણ્ય અહી જ વાપરી નાખવાનુ નથી, પ્રવાસ વખતે ભાથા તરીકે તે ઉપયોગમા લેવાય છે પુણ્યપ્રભાવથી જ લક્ષ્મી, કુટુબ, કાયા ને કામ મળે છે પુણ્ય પૂરુ થતા બધુ જ ચાલ્યુ જાય છે વિશ્વના તત્ત્વોમા પુણ્ય અને પાપ કામ કરી રહ્યા છે જ્યા સુધી તેલ છે, ત્યા સુધી જ દીપક બળી શકે છે



## ૨૦ સંયમ

જેટલો સંયમ વધારે તેટલું અમૃતપાન જીવનમાં વધારે. સંયમ એ પ્રસન્ન પ્રકૃતિ છે, અસંયમ એ વિકૃતિ છે સંયમ એ અમૃતનો કુંભ છે. જે બિમાર છે, તે દવા લે છે. જે નીરોગી છે, તેને દવાની જરૂર નથી. જે લોકો વિષયમાં ડૂબેલા છે, તેને સંયમની વાત ગમતી નથી. ઇંદ્રિયોને સંયમિત રાખવાથી આત્મા ઉર્ધ્વગામી બનશે. ઘડપણમાં સંયમ કરતાં યૌવનમા સંયમ ખૂબ જરૂરનો છે.

મમતાના તાતણા તૂટતાં સમતા ને સંયમ આવી જાય છે.

*

## ૨૧ ઉલ્લાસ

સંયમ અને શક્તિનો ઉપયોગ અન્યના કલ્યાણ અર્થે કરવાનો છે. ફૂલ તો ચગદાઈ જવાનું કે કરમાઈ જવાનું, પણ કોઈકના હૃદયમા સુવાસ મૂકી જવાનું છે. પ્રભુએ પોતાની શક્તિ અને આયુષ્યનો છેલ્લી ઘડી સુધી સદુપયોગ કર્યો હતો. તેથી અંત વખતે તેમના મુખ પર ઉલ્લાસ સિવાય કાંઈ ન હતું.



२२ विवेक

ખાનામા પણ આસક્તિ રાખવી નહી જોઈએ જેવુ મળે તેવુ ખાવાની તૈયારી રાખવી જોઈએ રાગીને ભાડુ આપવા તરીકે ખાવાનુ છે ખાવામા રસથી ખાવાનુ નથી દરેક ક્ષણે વિવેક રાખવો જોઈએ ખાતા ખાતા પણ કરગડુ મુનિ કેવળજ્ઞાન પામી ગયા

માણસ ભોગને ભોગવતો નથી, પણ ભોગ માનવીને ભોગવી નાખે છે ઘટી ઘઉને નથી દળતી, પણ ઘટી પોતે જ દળાઈ જાય છે ભોગ ઓછા તો તદુરસ્તી વધારે ભોગ વધારે તો રોગ વધારે ભોગમા વિવેક રાખી ત્યાગને અપનાવવાનો છે

*

૨૩ ગાઠ

તનને કષ્ટ આપવુ સહેલુ છે, પણ મનને કષ્ટ આપવુ બહુ જ અઘરૂ છે ગાઠને છોડયા પછી જ સોય દોરમાથી પસાર થઈ શકે છે મનની રાગદ્વેષની ગાઠ ન છૂટે ત્યા સુધી ધર્મ ફળતો નથી



## ૨૪ પારદર્શકતા

માણસ પાણી જેવો છે. પાણીને પોતાનો રંગ હોતો જ નથી, પણ જે રંગ આપે તે પાણી પકડી લે છે. પાણીનો રંગ પારદર્શક છે, પણ મિશ્રણનો રંગ તે પકડી લે છે. તેમ દરેક આત્મા શુદ્ધ ને સારા છે, પણ તેમાં કર્મનું મિશ્રણ પડેલ છે. દરેક આત્મામા સિદ્ધત્વ પડેલ છે, તેટલા માટે સંઘ જમણથી અતિ પુણ્ય ઉપાર્જન થાય છે.

પારદર્શક આત્માને જેવું વાતાવરણ મળે તેવો આત્મા બની જાય છે. પારદર્શક આત્માને કર્મનો રંગ લાગી શકે છે.

*

## ૨૫ ગુરૂ વાણી

એક કલાકમાં સારા પુસ્તકનાં ૫૦–૧૦૦ પાનાં વાંચી શકાય પણ સાધુ તો એક કલાકમાં સેંકડો પુસ્તકોનો સાર આપી દે છે, માટે સંતસમાગમની ને ગુરૂવાણીની આવશ્યકતા છે.

> મન સંસારમાં હોય અને માત્ર શરીર જ ક્રિયામાં હોય તો ક્રિયા નિષ્ફળ જાય છે.



## ૨૬ પરસેવો

દુનિયામા શાંતિ આપનારું તત્ત્વ પરસેવો છે, ન્યાય છે, શ્રમ છે વિદ્યાધરે આપેલ સોનાનો તવો પુણિયા શ્રાવકે ન લીધો, પણ કહ્યુ મારા પરસેવા વગરનુ વાપરુ તો તે અયોગ્ય છે, તેથી મને મહાવીરની વાણી સારી ન લાગે, મને સામાયિકમા મઝા ન આવે ત્યારે વિદ્યાધરને સમજાયુ કે મફતનુ મળેલુ નહિ લેવાની ભાવનાથી પુણિયો જગતમા પૂજાય છે તેથી જ ભગવાન મહાવીરે તેના વખાણ કર્યા હતા

•

જેમ સિંહમા સિંહપણુ હોય તો તેને કોઈ છેડી શકતુ નથી, પણ જ્યારે સિંહ શિયાળ થઈ જાય છે, ત્યારે સૌ તેને છેડે છે, તેમ ચૈતન્યમા ચૈતન્યપણુ હોય છે, ત્યા સુધી પૌદ્ગલિક પદાર્થો તેને છેડી શકતા નથી

> મનની અંદર નબળા વિચારો કરવાથી માણસ પડી જાય છે જિંદગીમા જે પડયો, તે ઊભો નહી થઈ શકે મનને પ્રફુલ્લિત રાખો ઊભાને સહુ સહકાર આપે છે, બેઠેલાને કોઈ નહી પડનારને સ્મશાન ભેગો કરવામા આવે છે



## ૨૯ સ્વાર્થ

સ્વાર્થી માણસ બીજાના સુખનો ખ્યાલ નથી કરતા, પણ પોતાના સુખનો ખ્યાલ કરે છે. પણ જે માણસ પોતાના જ સુખનો વિચાર કરે છે, તે પોતે પરિણામે દુઃખી થાય છે. ભસ્માસુરે શંકરને પ્રસન્ન કરી, વરદાન માગ્યું. મળેલ વરદાનની પરીક્ષા શંકર પર કરવા ગયો. શંકર નાસી બ્રહ્મા પાસે ગયા. બ્રહ્મા વિષ્ણુ પાસે ગયા. ત્યાં ભસ્માસુર આવતાં શંકર, બ્રહ્મા ને વિષ્ણુ અદૃશ્ય બન્યા. વિષ્ણુએ વિશ્વમોહિનીનું રૂપ લઈ ભસ્માસુરને આકર્ષ્યો, લલચાવ્યો ને નચાવ્યો. નૃત્યના તાનમાં ભસ્માસુરે પોતાના માથા પર હાથ મૂક્યો અને પોતે જ બળીને ભસ્મ થયો.

*

શ્રીફળ, બદામ વગેરે ફળો ઊંચાં છે, જેથી તેમના ઉપરનાં ફોતરાં પણ મજબૂત હોય છે, પણ બોર હલકું ફળ છે, તેથી તેમના ઉપરનાં ફોતરાં નબળાં હોય છે; તેમ જીવનમાં ઊંચામાં ઊંચું સ્થાન નમ્રતાનું છે. ગર્વને ગાળવાનો છે. અહંકારને ઓગાળવાનો છે.

## ૩૦ પ્રમાદ

સત્તા, પ્રસિદ્ધિ અને આયુષ્યનો પાયો ધર્મ જ છે ઝાડના પાદડા જોઈએ છીએ, પણ ઘણીવાર બીજાને ભૂલી જઈએ છીએ ઘણી જ પુણ્ય પ્રકૃતિ અને આરાધનાના પ્રભાવે જ મનુષ્યભવ મળ્યો છે મનુષ્યભવ ખૂબ જ કિમતી છે, પણ તેની કિમત આપણને સમજાતી નથી આપણે એક પળ પણ પ્રમાદમા ન ગાળવી પ્રમાદ ઉધઈ જેવો છે એ આપણુ આખુ જીવન ખાઈ જાય છે આયુષ્યને કોઈ એક ક્ષણ પણ વધારી શકતુ નથી દુનિયાની સપત્તિ બદલામા આપી દે તો પણ ગયેલી જિદગી પાછી નથી મળતી

*

માણસનુ જીવન દુર્લભ છે, તે કોઈ વિશિષ્ટ હેતુ માટે મળેલુ છે વિચાર કરવાની શક્તિ, વિચારો પછી કાર્ય સિદ્ધ કરવાની રીતિનીતિ ફક્ત માણસને મળી છે

> સસારનુ સુખ અશાશ્વત છે, કાચના જેવુ સુખ છે, અને તે સુખ સહજ નથી, પણ આરોપિત કરેલુ સુખ છે, જ્યારે આત્માનુ સુખ સાચુ, સહજ અને નૈસર્ગિક છે



## ૩૧ ધન

ધન શાપરૂપ બનવું નહીં જોઈએ જીવનની આરાધનાની અનુકૂળતા માટે જ પૈસો જરૂરનો છે. જો ધર્મ કરવામા તે વિઘ્ન કરે તો તો પૈસો નકામો છે. જે સાધન પ્રતિકૂળતા કરે છે, તે જ સાધન જો વિચારીને વાપરવામા આવે તો તે સાધન અનુકૂળ બની જાય છે.

વધેલો નખ ઉપાધિ કરે છે, તેમ વધેલો પૈસો પણ ઉપાધિને આમંત્રે છે. પૈસો જરુર પૂરતો જ રાખવો, બાકીનો દાનમાં વાપરી નાખવો જોઈએ, સમાજના લાભને અર્થે, ધર્મ અર્થે. સુપાત્ર અર્થે વાપરી નાખવો જોઈએ જેને ઉપર ઉચ્ચ સ્થાને જવું હોય તેને ધનને ધરતી ઉપર વાપરવું પડશે. અને જેને નીચે જવું હોય તે ધનને જમીનમાં દાટી દે છે.

*

જેમ સોડાવોટરની બાટલીના બૂચ આગળ ગોળી હોય છે, તે ગોળી ફોડતી વખતે નીચે જાય છે, પછી જ સોડા બહાર આવી શકે છે. તેમ આપણા અંતરમાં અહંકારની ગોળી બેઠેલી છે, તે નીચે ન જાય ત્યાં સુધી સારૂં તત્ત્વ બહાર આવી શકતું નથી



## ૩૨ નીતિમત્તા

એક વખત રાજાને મળવા તેમનો મિત્ર આવે છે, ત્યારે રાજા રાજ્યના દિવાથી કામ કરતા હતા મિત્ર આવ્યો, એટલે એ દીવો હોલવીને બીજો દીવો કરે છે આમ કરવાનુ કારણ મિત્ર પૂછે છે, ત્યારે રાજા કહે છે કે "હુ રાજ્યનુ કામ કરુ છુ, ત્યારે રાજ્યના પૈસાનો દીવો વાપરુ છુ, અને અંગત કામ કરુ છુ, ત્યારે મારી અંગત કમાઈમાથી મળેલ પૈસાનો દીવો વાપરુ છુ તુ મારા અંગત મિત્ર છે, તેથી મારી અંગત કમાઈનો દીવો કરુ છુ"

આમા કેવો ઉત્કૃષ્ટ ન્યાય ! કેવી ઉચ્ચ નીતિ-મત્તા !

*

## ૩૩ સહનશીલતા

સહનશીલતા એ સફળતાની સીડી છે સહન કરનાર કર્મક્ષય કરી શકે છે બાવીસ વર્ષ સુધી અંજનાએ પતિવિયોગ સહન કર્યો અને મહાસતી બનીને એ જ ભવમા મોક્ષને મેળવી લીધુ



## ૩૪ યુવાની

જ્ઞાન, ધ્યાન અને સાધન એ ત્રણે જુવાનીમાં જ કરી શકાય છે "અગલી ભી અચ્છી, પીછલી ભી અચ્છી, વચલી કો મારો જુતી" અગલી એટલે પહેલી–બાલ્યાવસ્થા સારી; પીછલી એટલે છેલ્લી–વૃદ્ધાવસ્થા સારી. પણ વચલી અવસ્થા તે યુવાવસ્થા. તેને લાત મારવાની છે. સૌથી સારૂં શૈશવ છે, જ્યાં જવાબદારી ઓછી ને ભણતર વધારે. વૃદ્ધાવસ્થામાં જવાબદારી ઓછી ને જ્ઞાન વધારે. દુનિયામાં, રાજ્યમાં કે વ્યાપારમાં ઉથલપાથલ એક જુવાનીમાં જ થાય છે. જુવાનીમાં સંસારની ભૂલો થાય છે.

ઉપયોગથી રક્ષણ અને બીનઉપયોગથી ભક્ષણ જુવાનીનું થાય છે.

*

પાવન કરે તેનું નામ પર્વ અને જે તારે તે તીર્થ

*

ગૌતમને અહંકારમાંથી જ્ઞાન મળ્યું, રાગમાંથી વીતરાગતા મળી, વિષાદમાંથી કેવળજ્ઞાન મળ્યું.



## ૩૫ વર્ષગાઠ

સમયનો સદુપયોગ તમે નહી કરો, તો સમય તમારો ઉપયોગ કરશે સાધન હોય ત્યારે સાધના કરી લેવાની છે ગાઠમાથી વર્ષ ગયુ તેનુ નામ જ વર્ષગાઠ

વૃદ્ધાવસ્થાને ટાળી શકાય તેમ નથી, પણ સુધારી શકાય છે ઉમર કરતા જાગૃતિ વધુ આવશ્યક છે

આજનુ ભોગવાતુ સુખ તે ગઈકાલના પુણ્યનુ ફળ છે આજનુ પુણ્ય આવતી કાલે ભોગવવાનુ છે, માટે ક્ષણેક્ષણ પુણ્યની કમાણી કરવાની છે રોજની કમાણી ન કરીએ તો ભૂખ્યા સૂઈ જવાનુ સમજવાનુ

*

> જ્ઞાન થવુ એ જુદી વાત છે ઘરમા રાતના વીછી આવે, ત્યારે આપણને ખબર ન હોય ત્યા સુધી આપણે ઘસઘસાટ ઊઘીએ છીએ, પણ ઘરમા જો વીછી છે એમ જાણ્યા પછી આપણને બરાબર ઊઘ આવતી નથી



### ૩૬ શ્રેષ્ઠમંત્ર

જગતમાં શ્રેષ્ઠ મંત્ર નવકાર મંત્ર છે અને શ્રેષ્ઠ યંત્ર સિદ્ધચક્ર છે. આરાધનામાં શ્રદ્ધાનું બળ હોવું જોઈએ. સૂર્ય આવતાં જેમ અંધકાર ચાલ્યો જાય છે. તેમ સિદ્ધચક્ર હૃદયમાં આવતા સંસારનો ભય ને ભવ ચાલ્યો જાય છે.

*

ખાનદાન બીજાને ખવડાવે છે. નાદાન બીજાનું ખાઈ જાય છે.

*

અજ્ઞાનીની ક્રિયા ભેંસના શીંગડાં જેવી છે

### ૩૭ ભાવ-અભાવ

રોટલી ભાવ છે, ખાખરો અભાવ છે. રોટલીને વાળો તો વળી જાય છે, ને ખાખરાને વાળો તો ભાગી જાય છે અભાવથી જીવન શૂન્ય બની જાય છે, સદ્‌ભાવથી જીવન સભર બની જાય છે.

*

ઢોરને બહારથી જોવાય છે, મનુષ્યને અંદરથી જોવાય છે.



૩૮ સમકિત

જે અંધ છે, તેને મોતિયાની કે છારીની બીક નથી, પણ સારી આંખવાળાને તેનો ભય છે, જે મિથ્યાદૃષ્ટિ છે, તેને જ્ઞાનીઓ ઉપદેશ આપતા જ નથા જે સમકિતી છે, તેને બહુ ભય છે તેથી સમકિતને સાચવવા ક્ષણે ક્ષણે તૈયાર રહેવાનુ છે ઘણા જન્મના પૂજના પૂજ ભેગા થાય છે, ત્યારે બોધિબીજ મળે છે

*

મગજમા વંચાણે જ્ઞાન ભરો, અને પેટમાં ખાવાનુ ઓછો ભરો

*

૩૯ આજ, આજ, ભાઈ, અત્યારે

પાયથાગોરસ પાસે સિકંદર જાય છે, ત્યાર તેણે સિકંદરને પૂછ્યુ 'તુ ક્યા જાય છે?' ત્યારે સિકંદરે કહ્યુ 'હું દુનિયાને જીતવા જાઉ છુ" બીજો પ્રશ્ન કર્યો "દુનિયા જીતીને શુ કરશો?" સિકંદરે જવાબ આપ્યો કે "દુનિયા જીતીને ઘડપણમા શાતિથી જીવીશ" પણ તે સિકંદર ૩૨ મે વર્ષે જ મરી ગયો માટે ધર્મ માટે આવતી કાલનો વિચાર ન કરવો "આજ આજ, ભાઈ અત્યારે"



### ૪૦ ગાંઠ

ઝાડ કાપવામાં આવે છે, તેમાંથી ગાંઠો કાપી નાખવામાં આવે છે, કારણકે ગાંઠવાળા લાકડાનું ફરનીચર સારૂં બનતું નથી, આપણા ચૈતન્યમાં રાગ-દ્વેષની ગાંઠો છે, તેને પહેલાં દૂર કરવાની છે. મનમાં ગાંઠો રાખી ગમે તેટલી સાધના કરો, તો તે નિષ્ફળ જવાની.

*

### ૪૧ વંદન-ચંદન

ઊંચી કક્ષાના માણસોમાં નમનનો અને નમ્રતાનો સદ્ભાવ પડેલો હોય છે. જે નમ્યો તે પ્રભુને ગમ્યો. વંદન અને ચંદન શીતળતા આપે છે. મનને ઠારનાર વંદન છે, તનને ઠારનાર ચંદન છે.

*

### ૪૨ શ્રદ્ધા

વીતરાગ પ્રભુમાં શ્રદ્ધા ન હોય તેમને ઘણાં દેવી-દેવલાંને માનવા પડે છે, અને દેવી-દેવલાં સંસારને પાર કરી શકતાં નથી. એક વિતરાગ જ સંસારનો પાર કરાવી શકનાર છે. એક હાથના સો કૂવા ખોદીએ તો પાણી નથી મળતું, પણ સો હાથનો એક કૂવો ખોદીએ તો જોઈએ એટલું પાણી મળી જાય છે.



## પદ્મ કલિકા

વસ્તુ ઉપરથી મમતા ઓછી થવી તેનુ નામ દાન છે દીધા પછી યાદ કરવુ તે વ્યાપાર છે, દાન નથી

× × ×

જેને વિભૂતિ બનવુ છે, તેને પહેલા આત્માની અનુભૂતિ કરવી પડશે

× × ×

ત્યાગની નકલ કરી શકાય છે, પણ તેથી વૈરાગ્ય નથી પ્રગટતો સૂર્યના ચિત્રો દોરી શકાય છે, પણ તે ચિત્રોમાથી કિરણો પ્રગટી શકતા નથી

× × ×

બીજાના અભિપ્રાય પર જીવનાર જીવન વેડફે છે, પ્રભુના અભિપ્રાય પર જીવનાર જીવન જીતે છે ને કર્મક્ષય કરી મુક્તિ પામે છે,

× × ×

વસ્તુનો પરિગ્રહ આપણને ડૂબાડતો નથી, પણ તેના પ્રત્યેની આસક્તિ આપણને ડૂબાડે છે

× × ×

પથ્થર પર પાણી પડે, તો તે સરકી જાય છે અને માટી પાણીને ચૂસી લે છે, અને તેથી તેનું વજન વધી જાય છે. અનાસક્તિ તરે છે. આસક્તિ ડૂબે છે.

× × ×

કષાયો, રાગ–દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહની વિસ્મૃતિ કરવાની નથી, પણ તેમનું વિસર્જન કરવાનું છે. કષાયોને દબાવવાના નથી, તેમનો ત્યાગ કરવાનો છે.

× × ×

મેંદી પીસવાથી તે લાલ રંગ આપે છે, નાગરવેલનું પાન ચાવવાથી લાલ રંગ આપે છે. તેમ પ્રભુની ભક્તિ જીવનમાં અનેરો રંગ આપી જાય છે. પ્રેમની લાલી જીવનમાં આવી જાય છે.

× × ×

દુકાળ વખતે બધા માણસો મંદિરના બારણા પાસે ઊભા રહીને વરસાદ માટે પ્રાર્થના કરતા હતા, ત્યારે એક બાળક પોતાની છત્રી ઊઘાડીને ઊભો હતો, કારણ કે પ્રાર્થના કરવાથી જરૂર વરસાદ આવશે બાળકને પ્રાર્થનામા શ્રદ્ધા હતી. શ્રદ્ધા સિદ્ધિ અપાવે છે.

× × ×

આગ લાગે ત્યારે જીવ મુખ્ય બને અને સંપત્તિ ગૌણ બને છે. ધર્મમાં આત્માનું સુખ મુખ્ય છે, સંસારનું સુખ ગૌણ છે.

જૈન ધર્મે કદી પણ જાતિભેદને મહત્તા આપી નથી જૈન ધર્મે બધા આત્માને સમાન ગણ્યા છે એ સમાનતામા સાચો ધર્મ છે માન્યતા પ્રમાણે નહી, પણ ધર્મ પ્રમાણે જ જીવવાનુ છે

× × ×

સ સારની અ દરની વિરૂપતાને ઢાકવા માટે સ સારને બહારથી બહુ જ રમણીય બનાવવામા આવ્યો છે

× × ×

જ્યારથી આપણે પ્રભુના માર્ગે જઈએ છીએ, ત્યારથી આપણા માટે સત્યયુગ છે, જ્યારે વિષય-કષાયના માર્ગે જઈએ છીએ, ત્યારે કલિયુગ છે

× × ×

ચારિત્ર્યની ઈંટ અને જ્ઞાનનો ચૂનો એક બીજાના જોડાણમા જરૂરના છે

× × ×

અગ્નિનો તણખો રૂના ઢગલાને બાળી નાખે છે, તેમ ધ્યાનની શક્તિ અન ત કર્મોને બાળી નાખે છે

× × ×

જગતમા જન્મ બહુ ચ ચળ છે, માત્ર મૃત્યુ જ અચ ચળ છે

× × ×

પૈસા માટે જિંદગી વેચવાની નથી. તરસ છીપાવવા માટે પાણીની જરૂર છે. પણ આખો દિવસ પાણી પીવાથી નુકસાન થાય છે.

× × ×

'કરવાનું જ છે'—એ આજ્ઞા થઈ અને 'કરવા જેવું છે'—એ ઉપદેશ થયો.

× × ×

કામ કરતાં અર્થ અને અર્થ કરતાં સત્તા, સત્તા કરતાં પ્રસિદ્ધિની પક્કડ જગતમાં સૌથી વધારે છે. સત્તામાં બધું જ ભૂલાઈ જાય છે, ધર્મ તો અંતરમાંથી ઓસરી જાય છે.

× × ×

સંસાર રોગ છે, ધર્મ આરોગ્ય છે, ધર્મ ઔષધ છે. સંસાર–પ્રવૃત્તિ કુપથ્ય છે, ધર્મ–પ્રવૃત્તિ પથ્ય છે.

× × ×

અલંકારો અને વસ્ત્રો પુદ્ગલને શોભાવે છે, પણ જ્ઞાન, દર્શન અને ચારિત્ર આત્માને શોભાવે છે.

× × ×

નારકી યાતનામાં, દેવો ભોગમાં, તિર્યંચો અજ્ઞાનમાં પડેલા છે, માટે મનુષ્યોએ લીધેલી વિરતિને દેવો પણ પ્રણામ કરે છે. મનુષ્ય ભવમાં સર્વ–વિરતિ, દેશ–વિરતિ દુર્લભમાં દુર્લભ છે, માટે જેટલો સંસારમાં ત્યાગ થાય,

તેટલો કરવાનો છે, અને મોહને જીતવાની તૈયારી કરી લેવાથી પરપરાએ આત્મા મુક્તિમા ચાલ્યો જાય છે

× × ×

હુ ખને ભૂલવાનો પ્રયત્ન નથી કરવાનો, પણ હુ ખને દૂર કરવાનો પ્રયત્ન કરવાનો છે

× × ×

મકાનની પ્રતિષ્ઠા માણસથી છે, પણ માણસની પ્રતિષ્ઠા મકાનથી નથી

× × ×

પૂતળાને સુ દર કપડા પહેરાવવાથી પૂતળુ પણ સુ દર લાગે છે, પણ યાદ રાખજો કે પૂતળામા ચેતના નથી

× × ×

"છે અને છતા પણ નથી અને છે" એટલે જગત છે, તે આપણે લીધે છે આપણે ન હોઈએ, ત્યારે જગત છે, પણ તે આપણા માટે નથી

× × ×

વગર કીધે સમજે તે દેવ
કહીએ ને સમજે તે માણસ
કહીએ છતા ન સમજે તે ઢોર.

× × ×

સ સારના સુખો સુગર કોટેડ ગોળી જેવા ઉપરથી ગળ્યા લાગે અને અ દર તો કડવાશ જ હોય છે

× × ×

સ્ત્રીને જોતાં કામ જાગે, પુત્રને જોતાં આસક્તિ જાગે ને પ્રભુને જોતાં આત્મા જાગે માટે હંમેશ પ્રથમ પ્રભુનાં દર્શન કરવાં.

× × ×

જિંદગીમાં સજ્જન થવામાં ઘણું ગૂમાવવાનું છે. પણ ગૂમાવીને સજ્જન થવાનું છે, સજ્જનતાને ગૂમાવીને કંઈ પણ મેળવવું નહીં.

× × ×

જ્ઞાની પ્રગતિ કરે છે, સંસારી ગતિ કરે છે.

× × ×

પ્રકાશ જતો હોય ત્યારે તેને પકડવાનો નથી પણ પ્રકાશ હોય ત્યારે તેનો ઉપયોગ કરી લેવાનો છે.

× × ×

દિવાળી પર્વમાં આંસુ પણ છે અને આનંદ પણ છે. મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યા અમાસની રાત્રીએ તેથી આંસુ અને ઉગતા પ્રભાતે ગૌતમને કેવળજ્ઞાન થયું તેથી આનંદ.

× × ×

ગુજરાતીમાં "હું" જેવો એકે અક્ષર વાંકો નથી, જ્યારે આત્મામાં અહમ્ આવે છે, ત્યારે તે વાંકો થઈ જાય છે.

× × ×

કામ, ક્રોધ, માયા, લોભ જીતી શકાય છે, પણ માનને જીતવો અતિ દુષ્કર છે

× × ×

'મારૂ એ સારૂ' તેના કરતા 'સારૂ એ મારૂ'

× × ×

મોહરાજાના મંત્ર 'અહમ્' અને 'મમ'ની આગળ ધર્મરાજાએ માત્ર 'ન' જ મૂક્યો 'ન અહમ્' અને 'ન મમ'

× × ×

ક્રોધ કરનારે પહેલા પોતાના અંતરને ક્રોધથી બાળવુ પડે છે, પછી તે બીજાને બાળે છે, જેમ દિવાસળી સળગતા પહેલા પોતાના મોઢાને પ્રથમ બાળે છે અને પછી બીજાને બાળી શકે છે

× × ×

લોખંડને ટીપીને યોગ્ય વળાંક આપવો હશે, તો હથોડાએ અને હાથાએ ઠંડા રહેવુ પડશે, તેમ બાળકોને યોગ્ય વળાંક આપવો હશે, તો વડીલોએ ઠંડા રહેવુ પડશે

× × ×

સ્વનો ઉદય કરી પછી સર્વના ઉદયની વાતો કરવાની છે, સર્વનો ઉદય વિચારોમા નહી, આચારમા લાવવાનો છે

× × ×

જો આપણે ક્ષરમાથી બહાર આવીશુ તો અક્ષરમય બની શકીશુ

× × ×

આજે ધર્મ ધન માટે અને રામ કામ માટે વપરાય છે, તેને બદલી નાખીએ તો ધન ધર્મ માટે, કામ રામ માટે બની શકશે.

× × ×

જીવનમાં સૌથી વધારેમાં વધારે ભાર પરિગ્રહનો છે અને સૌથી ખરાબ ગ્રહ તે પરિગ્રહ છે. ગ્રહની શાંતિ દાનથી જ થાય છે, અને પરિગ્રહમાંથી છૂટી શકાય છે..

× × ×

પાણી અને વાણીને બન્નેને ગાળીને વાપરો.

× × ×

ઘરમાં પ્રેમ અને સંપ ન હોય તો ઘર ધર્મશાળા બની જાય છે.

× × ×

જે ધર્મમાં માનવતા હોય, જે ધર્મમાં આત્માને ઉર્ધ્વગતિ કરવાની શક્તિ હોય તે જ સાચો ધર્મ.

× × ×

વૈજ્ઞાનિકો સાધનો મારફત કાંઈક જ્ઞાન મેળવે છે, પ્રભુ તો સાધના મારફત પૂર્ણ જ્ઞાન મેળવે છે.

× × ×

કાયાના અનાચાર કરતાં માનસિક અનાચાર ઘણો જ ખરાબ છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિએ સાધુપણામાં પણ મનથી સાતમી નરકનું આયુષ્ય બાંધ્યું હતું.

× × ×

જે સમતા રાખે છે, તેને મમતા લાગતી નથી

× × ×

સાધુપણામા જે સાધુ પાસે કોડી હોય તો સાધુ કોડીનો અને સ સારી પાસે કોડી ન હોય તો સ સારી કોડીનો

× × ×

જે કુટુ બમા ત્યાગની ભાવના હોય ત્યા સ પ અને વાત્સલ્ય આવે છે, જે વાસના હોય તો કુસ પ અને ઈર્ષા આવે છે

× × ×

પ્રાર્થનાથી જીવન માત્ર પ્રકાશિત બને છે અને જીવનમા સફળતા મળે છે પ્રાર્થના પહેલા મનને પ્રફુલ્લિત, સ્વચ્છ ને સ્વસ્થ બનાવવાનુ છે પછી મનને પ્રભુની ભાવનામા એકાગ્ર કરવાનુ છે

× × ×

ઇર્ષા એ તો ટી બી. છે શરીરના ટી બી. કરતા મનનો ટી બી વધારે નુકસાન કરે છે

× × ×

સાધના કરતા કરતા નવપદમાથી પ્રભુ વીર બન્યા ધર્મથી રોગી તે નીરોગી થાય છે અને નવપદની આરાધનાથી પુણ્યાનુબ ધી પુણ્ય ઉપાર્જન થાય છે

× × ×

ભોગ નીચે લઈ જાય છે, યોગ ઉપર લઈ જાય છે.

× × ×

આત્માનો વિચાર કરતાં કરતાં તે વિચારો વાણીમાં આવે છે ને વર્તનમા આવે છે.

× × ×

દેવ, ગુરુ ને જોષી પાસે કદી ખાલી હાથે જવું નહીં. ફળ મૂકવાથી ફળ મળે છે.

× × ×

ધ્યાન ધરવાનાં ત્રણ સ્થાન છે. હૃદય, લલાટ ને આંખ. ત્યા ધ્યાન ધરવાથી આત્મજ્યોતિ પ્રગટે છે.

× × ×

સારા દેખાવા પ્રયત્ન કરવા કરતાં સારા બનવા પ્રયત્ન કરવાનો છે.

× × ×

જેને જીભ કાબુમાં છે, તેને કદી દુનિયામાં ઝગડો થતો નથી, તેથી વ્યવહારમાં જીભ સાથે ખૂબ જ સંબંધ છે. તમે જે બોલો તે ખૂબ જ વિચારીને બોલો.

× × ×

ભગવાન સંસાર તરવાનો માર્ગ દેખાડે છે. તે જગતના બનાવનાર નહીં, પણ જગત બતાવનાર છે.

× × ×

શરદના વાદળાઓ દૂર થાય, ત્યારે ચંદ્ર ઉજ્જવળ દેખાય છે, તેમ મલિન તત્ત્વો દૂર થાય ત્યારે આત્મા શુદ્ધ થાય છે.

× × ×

આ દેહ લીવ એન્ડ લાયસન્સવાળુ મકાન છે જતી વખતે સાથે આપણે કાંઈ જ લઈ જવાના નથી તો વિચાર કરો હુ જીવી રહ્યો છુ તે કોના માટે? આત્મા માટે?

× × ×

ઈર્ષ્યાથી એક માણસ 'તુલસીદાસને મારવા ગયો, ત્યારે તુલસીદાસે કહ્યુ કે "હુ તો જ્ઞાનીનો ગુરુ છુ, અજ્ઞાનીનો દાસ છુ"

× × ×

જ્ઞાની આત્માં પોતાના હાથમા જ્ઞાનનો અરીસો લઈને ફરે છે, અને પોતાના આત્માનુ સશોધન કરીને આત્માને સ્વચ્છ બનાવે છે

× × ×

જ્યા જ્ઞાન હોય ત્યા વય હોય જ છે, પણ જ્યા વય હોય ત્યા જ્ઞાન હોય જ એમ માનવુ ભૂલભરેલુ છે

× × ×

માણસનો તોટો નથી, પણ સદ્દગુણ અને માનવતાનો તોટો છે

× × ×

ઇન્દ્રિયોનો ઉપયોગ ભોગ માટે નહી, પણ ત્યાગ માટે છે

× × ×

ઊંઘ એ જાગૃતિનો આરામ છે, મૃત્યુ એ જીવનનો આરામ છે.

× × ×

ખાઈને રાજી થઈએ તેના કરતાં ખવડાવવાથી વધારે રાજી થવાય. રાગ કરતાં ત્યાગનું ગીત મહાન છે. ત્યાગનું ગીત આત્માને જગાડનારું છે.

× × ×

અંતરને સાવધાન રાખવા માટે, તેમાંથી અજ્ઞાનનો અંધકાર દૂર કરવા માટે, અંતરને સતત ધોવા માટે અને જોવા માટે વ્યાખ્યાનની જરૂર છે.

× × ×

ભૂલને સુધારવી હોય તો ભૂલનો પહેલાં એકરાર કરવાનો છે, ભૂલને થાબડવી નહીં.

× × ×

જીવોને છોડાવવા કરતાં જીવોને મારનારને છોડાવવાથી હંમેશ માટે હિંસા અટકી જાય છે.

× + ×

ધર્મીને મન મૃત્યુ એ ઊંઘ છે અને જેમ જાગીને ઊઠે તો સવાર હોય તેમ ધર્મીને પુનર્ભવ છે.

× × ×

સંસારના પ્રાણીમાત્રનાં મોઢાં નીચાં છે, માત્ર માનવી જ ઊંચું મોઢું રાખીને ચાલે છે, પણ આજે માનવી પાપથી પોતાનું મોઢું નીચું કરીને ચાલે છે.

હીરાને જોનારા ઘણા, પણ ખરીદનારા થોડા, તેમ ધર્મ પામનારા ઘણા, પણ ધર્મના અર્થી થોડા

× × ×

માનવે રોજ શરીરને નવડાવવુ પડે છે નહીતર શરીર દુર્ગંધ મારશે, તેમ મનને પણ દરરોજ સ્વચ્છ કરવુ પડશે, નહીતર અશુદ્ધ મનથી શાતિ લૂટાઈ જાય છે તે માટે પ્રતિક્રમણ છે આત્માની ઉપાસના માટે દરરોજ પ્રતિક્રમણ છે

+ × ×

તીર્થંકરો આહાર લે છે, છતા તેમને કર્મબધન થતુ નથી તેઓ તો શરીરને ભાડુ આપવા પૂરતુ જ ખાય છે, ખાવામા કદી મગ્ન થતા નથી, જ્યારે આપણે દરેક વસ્તુમા મગ્ન બનીએ છીએ, તેથી ક્ષણે ક્ષણે કર્મ બાધીએ છીએ

× × ×

માનવજીવન જો મહાન હોય તો શિયળ, સયમ તેના પાયા હોવા જોઈએ

× × ×

શિક્ષણ એવુ હોવુ જોઈએ કે જે જીવન દર્શનનુ કરાવે

× × ×

સ્પર્ધાથી જીવન રૂધાય છે, સાધનાથી જીવન વિકસિત થાય છે

અજ્ઞાની કર્મનો નોકર છે. અને જ્ઞાનીનો નોકર કર્મ છે.

× × ×

મનની સામે જે આકૃતિ હોય તેવી આકૃતિ મન પર પડી જાય છે. સાધના કરતી વખતે અરિહંતની આકૃતિ રાખવાની છે. જ્યાં સુધી આપણે કેવળજ્ઞાન પ્રાપ્ત નથી કર્યું, ત્યાં સુધી આકૃતિની અસર મન પર તરત જ થઈ જાય છે.

× × ×

નાળિયેરના પાણીમા કપૂર પડતાં તે ઝેર થઈ જાય છે, તેમ માણસમાં ગર્વ આવતા તે માણસ ઝેરરૂપ બની જાય છે.



× ×

વિનયથી જ જ્ઞાન, દર્શન, ચારિત્ર શોભે છે.

વિનયથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે.

વિનયી આત્મા સૌને ગમે છે

વિનયથી વિદ્યા શોભે છે

વિનયીને જ આત્માનો ખજાનો મળે છે.

વિનયથી આશીર્વાદ મળે છે, અને આશીર્વાદથી હૃદયની જડતા દૂર થાય છે.

×